સુબોધ ચંદ્રિકા.

પુસ્તક ૩ જું.

'અવલોકન 'ના ગ્રાહકોને ભેટ.

# સુભાગી સુજન.






પ્રકાશક,

એમ. આર. ડાકટર.

'અવલોકન 'નો તંત્રી.



..t

..rat.

અમદાવાદ—ડાયમંડ જ્યુબિલી પ્રીન્ટીંગ

# THIS BOOK

belongs to



Should'st thou be borrow'd by a friend,
 Right welcome shall he be
To read, to copy–not to lend,
 But to return to me.

Not that imparted knowledge doth
 Diminish learning's store,
But books, I find, if often lent,
 Return to me no more.

---

સુબોધ ચંદ્રિકા—પુસ્તક ત્રીજું.



# સુભાગી સુમન.

યાને

## દેવીકમલાઆજાનો પ્રભાવ.

(એક સ્વપ્ન નવલ રૂપમાં.)



સ્વપ્ન દૃષ્ટા,

**શ્રી પંચભ્રાતૃ વંશજ.**

'શ્રીમતી સતી ચુની' નો અનુવાદક.

---

પ્રકાશક,

**એમ. આર. ડાકટર.**

બાલાજી રોડ, સુરત.

સંવત ૧૯૫૯. —— સને ૧૯૦૩.

અમદાવાદ—ડાયમંડ જ્યુબિલી પ્રીન્ટીંગ પ્રેસ.

# સુબોધ ચંદ્રિકા.

## પૂર્વોક્તિ.

સદ્‌ગુણ અને સદ્‌વર્તન પર, સામાન્ય વર્ગની, વિષયાનુસાર ટુંકા સંસારિક કલ્પિત ચિત્રો ચિત્રી, પર ભાષામાંથી ભાષાંતર કે અનુવાદ કરી, કે નિબંધ લખી, પ્રિતિ કરાવવા 'સુબોધ ચંદ્રિકા' ની યોજના છે.

વાંચક વર્ગ, અને મુખ્યત્વે કરીને, જેઓને મા તેનો જન્મછે, તેમનો આશ્રય એ એના જીવનનું ર ધનછે; અને એના જીવનપર એના ફળ વિસ્તાર આધારછે; તો આશ્રય હશે તો ફળની ખોટ નથી.

પુસ્તકની પૂર્વોક્તિમાં તેની પરિક્ષા અસ્થાને છે એટલે, અને સ્વકૃતિની પરિક્ષામાં પક્ષપાતનો સંભવ છે, એટલે એ કાર્ય વાંચક વર્ગને સોંપાય છે.

'સુબોધ ચંદ્રિકા' માં લેખ લખવાની સર્વને છુટ છે; પરંતુ તેની પ્રસિદ્ધિ પ્રયોજકની તેની પરિક્ષાના પરિણામાનુસાર થશે.

**બાલાજીરોડ, સુરત.**
તા. ૧ લી માર્ચ ૧૯૦૨.

પ્રયોજક,
**એમ. આર. ડાકટર.**
'અવલોકન' નો તંત્રી.

હરે રામ હરે રામ
રામ રામ હરે હરે;
હરે કૃષ્ણ હરે કૃષ્ણ
કૃષ્ણ કૃષ્ણ હરે હરે.

Spiritual aspiration dies and is burried under the superabundance of wealth. Gold makes up for the want of faith, truth and holiness. Effort, labour, prayer, dependance, reflection, even the hopes of heaven merge in the enjoyment of present prosperity.

Protap Chandra Mozumdar.
(The Oriental Christ).

ખરી વિપત્તિની ઉગ્ર ચિન્તાઓ, વિવિધ પ્રકારની તંગીઓ, અને શુદ્ર મહાન હાનિનો આપણને અનુભવ થાય છે ત્યારેજ ખરી કસોટી નીકળે છે.

—સુવાસિની (વસન્ત).

## શ્રી.

# અભ્યર્થના.

( ગઝલ–આંતર્ગાન. )

શને એ[1] તારી છે આપ્યું, વજુદે[2] આ ખલક સારૂં;[3]
અભિવંદનને આભારી, તુને વારો હઝારો હો!
કર્તૃ[4] એ તું, પાતૃ[5] એ તું, હરિ થઇને હરે[6] એ તું!
કૃપા એ તારી છે જન્મી, ભક્તિ શ્રદ્ધા હૃદય માહીં;
હમેશાં રાખુંછું આશા, નહી પાછી કદી હરવા.
નથી તાજુબી જેવું તે, દયા મહત્વની પાસે
અગર તું કહમે જો છે કે, અમારા સૌ ગુન્હાઓને.
જીતી ઇન્દ્રિય–મનોજીત્યા,બન્યા ભક્તો–બન્યા માહાત્મા!
કરીશ નહીં દૂર હું પાપી, ભક્તિએ એવા શુભ્રોની!
'આમીન'કહે છે શાંતિ–સાધક,વાધે જેથી ભક્તિ ઉમંગ.[7]
મનજીતું? ઇન્દ્રિયજીતું?–પ્રકારે કેવે તે સારૂં?
પ્રારબ્ધે હું તુને વિસરૂં, હૃદય બળ ભક્તોનું યાચું!
કરે વિકાર વિમુખ તુજથી, થાયે શ્રીસદ્દગુરૂ સાથી;
હનૂમંત્ જ્ઞાન–ભાનુ, અજ્ઞાન ફાડી કરે વહાણું!

---

* ઈરાની મહાકવિ શ્રી શેખશાદિના 'ખવાતીમ્.' કાવ્યની નાન્દીએ પ્રેરીત. ૧. શક્તિ. ૨. અસ્તિત્વમાં. ૩. સૃષ્ટિ. ૪. સરજનાર. ૫. પાલનહાર. ૬. સંહરનાર. ૭. તથાસ્તુ એમ કહી હૃદયમાં ભક્તિ ભાવ વધારે છે.

# સુભાગી સુમન.



## ઉદ્દેશ.

એક દીવસ રાત્રિના મને મારી સ્થિતિનું સ્વપ્ન આવેલું તેને રસમય બનાવવા માટે કેટલાંક કલ્પિત અંગો ઉમેરી એક ન્હાનો નિબંધ, માણસની એકા એક પડેલી આફતમાં તથા દારિદ્રતામાં કેવી સ્થિતી થાય છે તે અને તેની અસરો બાબત શ્રીમદ્ ભાગવતના એકાદશ સ્કંધમાં શ્રી ભગવાને ઉદ્ધવ પ્રતિ કહ્યું હતું કે 'જ્યારે હું કોઈ ભગત ઉપર પ્રસન્ન થાઉંછું, ત્યારેજ તેને મારો દૃઢ ભગત બનાવવા દારિદ્રતા અને દુઃખથી એકાએક ઘેરી લઉંછું,' તેવા પ્રકારનો એક સિદ્ધાંત સિદ્ધ કરવા, નવલ રૂપે લખવા મને નીચલી લીંટીઓએ પ્રેર્યો છે તે જણાવવા આવશ્યકતા છે.

### ઉપદ્રવજા.

'સંસ્કાર પામે બહુ રત્ન જ્યારે
'તાપે તપે કંચન ખુબ ત્યારે;
'વૈમલ્ય વાધે મળ જ્યાં મટે છે,
'તેને મહા મૂલ પછી ઘટે છે.

'સદ્ગુણના ચરિત્ર તેથી,
'વિશ્વે પ્રકાશ્યા અદકા દુઃખેથી.
'સંતોષમાં તે નિજ દિન ગાજે,
'હૈયું ન તેનું પરસુખ બાળે,
'સદ્ધર્મના નીમ કદી ન મૂકે,
'વિશ્વાસ જેને હરિનો ન ચુકે;'

આ ઉલ્લેખ અશુદ્ધ જીવનોમાં કંઈક શુદ્ધ સંસ્કારો પાડે અને શુદ્ધ જીવનને વધારે વિશુદ્ધ બનાવે તેમાં જ મારૂં શ્રેય સમજું છું. વાર્તાની તાત્પર્ય દિપીકા તથા રહસ્યાત્મિકા ઉપસંહારમાં યોજી છે. આ નવલનો કેટલોક ભાગ લખતાં લખતાં મારૂં હૃદય ધબકયું છે, પ્રસંગોપાત મારી આંખમાંથી અશ્રુબિંદુ ટપકયાં છે તો આશા છે કે એવી તન્મયતાથી ચિત્રેલા કરૂણા રસનો સ્વાદ વાંચક વૃન્દ પણ કંઇક અંશે ચાખશે! ઇતિ.



# સુભાગી સુમન.

અાને

# દેવી કમળાગ્રજાનો* પ્રભાવ.

## ( એક સ્વપ્ન નવલ રૂપમાં )

---

## પ્રકરણ ૧ લું.

### અન્ધ રાત્રિના વીચારમાં અન્ધકાર!

---

### મંગળાચરણ.

અહો, દેવનો દેવી, શ્રીની[૧] વળી જ્યેષ્ઠ ભગિની,
ઉકાળ્યા દેવો સ્વર્ગના, ભીડી બાથ મહેંદ્રની[૨],'
જેનું શુણતાં નામ, અખીલ બ્રહ્માંડ ખળભળી ઉઠે,
નામી ચર્ણે શીશ, યાચું યશ કથવા-મમજીભ છુટે.

---

*કમલા (લક્ષ્મી) + અગ્ર (પહેલાં) + જા (જન્મેલી) ૧. લક્ષ્મી. ૨. દુર્વાસા રૂષી આ પૃથ્વીપર આમ તેમ ફરતા હતા, તેમણે કોઈ વિધાધરીના હાથમાં દિવ્યમાળા જોઇ. યાચના કરતાં, તે માળા જેની પરિમળ (સુગંધ) ચોમેર ઉડી રહી હતી, તે વિધાધરની સ્ત્રીએ નમન કરી આપી. ઉન્મત

'અરે ક્ષણીક સંસાર, માટ શા અનર્થ કરવા
'અરે, ક્ષણીક સંસાર, માટ શા પાપો ભરવા
'અરે, ક્ષણીક સંસાર. માટ શી ધનની આશા
'રે રે, મુઢમાનવી, નથી રહેવું બહુ વાસા'.

**અવલોકન.**

અમાવાસ્યાની અન્ધકારમય રાત્રિ, **સુર્યપુરમાં** મનુષ્ય, પશુ, પક્ષી, તથા બીજા અન્ય પ્રાણીઓના કુટુંબો ગાઢ નિંદ્રામાં પડેલા, તેથી નથી તમરાં કે

---

વેશધારી દુર્વાસા પૃથ્વીપર તે માળા ધારણ કરી ફરવા લાગ્યા. એવામાં ત્રૈલોકયપતિ ઇંદ્ર (મહેંદ્ર) દેવો સહ, ઐરાવત હસ્તીપર આરૂઢ થઇ જતો તેમની દષ્ટે પડયો. રૂષીએ ભ્રમરથી યુકત એવી (સુગંધને લીધે) તે માળા ઇંદ્ર તર્ફ ડોકમાંથી ઉતારી ફેંકી, તે તેણે લઈ ઐરાવતના કુંભ સ્થળ પર નાંખી. મદાંધનેત્ર હસ્તીએ પોતાની ગંધાકૃષ્ટ ( ગંધથી અકળાએલી ) એવી સુંઢવડે સુંઘ્યા પછીપૃથ્વીપર ફેંકી દીધી. આથી દુર્વાસા રૂષીએ ક્રોધથી શ્રાપ દીધોકે, "હે ઐશ્વર્યના મદને લીધે બનેલા દુષ્ટાત્મા, તેં ગર્વથી મારી શ્રીયુકત માળાનો સત્કાર ન કર્યો માટે તારી ત્રૈલોક્ય લક્ષ્મી નાશ પામો-કમલાગ્રજ (દારિદ્રતા) વસો. ( વિ. પુ. અ. ૯ )

કંસારીઓથી થતો ધ્વની શ્રવણે પડતો, કે નથી વૃક્ષ પલ્લવોના પવન સાથ અથડાવાથી થતો ધ્વની શ્રવણે પડતો. આમ ઉક્ત પૂરીમાં સર્વત્ર નિંદ્રા દેવીનું સાર્વભૌમ સામ્રાજ્ય વિસ્તર્યું છે. સમય વીતતાં રાત્રિ વધારે ને વધારે અન્ધકારમયી થતી જાયછે તેના યોગેજ આમલીરાન મધ્યે પોતાના ગૃહમાં શય્યામાં જાગૃત પડેલા એક પુરૂષના હૃદયમાં જાણે અંધકાર વ્યાપતો હોય તેમ એકાએક એક અધમ વિચાર તેના મનમાં સ્ફુર્યો ને ધીરે ધીરે પ્રદિપ્ત થવા લાગ્યો. સાંભળો હમણા તે શય્યામાં પડયો પડયો કાંઇ બબડેછે.

"દૈવ તારી ગતિ વિચિત્ર છે. તારો કોઇ પાર પામી શકતું નથી. શેઠને મુવાને હજી હમણાંજ એક વર્ષ થયું એટલામાં તો શેઠાણી એ ગયાં ! ગમે તે કરો પણ જે થવાનું હોય તે થાયજ છે. ભાવિ કદી મિથ્યા થતું નથી. શેઠે સાતલાખ રૂપીઆ રોકડા મુકયા હતા—બીજી માલ મિલકત તો જુદી ! શેઠ છોકરાને માટે આટલું મુકી ગયા. પોતાનો છોકરો સુખમાં રહે એટલું મુકી ગયા હતા ! પણ **સુમન**નું નશીબજ ઉંધું ! એને સટ્ટાની બુરી લત લાગી. મે એને પ્રથમ બહુ કહ્યું પણ ન માન્યું ! પાયમાલ !

સાતે લાખપર પાણી ! ભિખારી ! હાય હાય ! અરે પણ એ શું કરે, જ્યાં એનું નશીબજ ઉંધું !" અહીં નિશ્વાસ મુકયો અને પુનઃ વીચાર ક્રમ આગળ ચાલ્યો.

"નશીબ, નશીબ ! તારી આગળ કોઇનું ન ચાલ્યું ! **શીવ**ના લગ્ન કરાવનાર **બ્રહ્મા** પોતે હતા યજ્ઞની આહુતીઓ **વૈશ્વાનરે** (અગ્નિએ) જાતે આવી ગ્રહણ કરી, પણ આખર **હિમાલય**ની રાજપુત્રી (પાર્વતી) વંધ્યા રહી ! ઇશ્વર ઇચ્છા બળવાન !

"**સિતાને રામ** જેવા પતિ હતા, **જનક** જેવા પિતા હતા, ને સકળ અર્થની સિદ્ધીઓ જેણે પ્રાપ્ત કરેલ એવા શ્રી **વસિષ્ઠ** ગુરૂ હતા, યદ્યપિ રસના સુખ ભોગવી ન શક્યાં ત્યારે બીજું શું ? નશીબ કહો કે ઇશ્વરેચ્છા બળવાન !

"**ધનેશ** જેનાં મિત્ર, **ગણેશ** જેના પુત્ર ને **નગેશ** જેના સસરા એવા શ્રી સામુંલંગોટને વલ્કલ વસ્ત્ર પરિધાન કરી ભિક્ષાર્થે અટન કરે છે !

"એ તો જે થવાનું છે તે થાય છે ને થશે, પછી માણસ મોટો હોય કે નાનો—સંપત્તિવાન્, સર્વે રિદ્ધિ સિદ્ધિવાન નૃપતિ હોય કે દ્રવ્ય રહિત નિર્માલ્યરંક ! વિદ્વાન હોય કે મુર્ખ ! સમર્થ યોગી હોય કે

ધર્મેથી અજ્ઞાન ને વિહીત પાણી ! વયે વૃદ્ધ હોય કે બાળક ! ચંદ્રને આટલા બધાની સહાય છે ! સં-મુદ્ર જેવા પિતા, જે ધારેતે મર્યાદા મુકી એક ક્ષ-ણમાં અખિલ બ્રહ્માંડનો પ્રલય કરીદે. લક્ષ્મિભગિની જે ધારે તે સર્વે પર ક્રોધ કરી, તેમને દ્રવ્ય રહીત રંક નિર્માલ્ય પ્રાણી કરીદે. વિષ્ણુ જેવા સમર્થ, ભ ગિનીપતિ, તે જેના માત્ર ક્રોધાગ્નિથી અખિલ બ્રહ્માંડ બળી ભસ્મવત થઇ જાય, એવા શ્રીશંકર નું ભુષણ ! નક્ષત્રનો સ્વામિ, દેવોને ધન રૂપ, ને વસુધાને સુખ રૂપ, યધાપિ,

" ज्यों दीन राहु ग्रस्यो शशी,
"आ न शके कोई क्षण एक बचाई.
" ज्यों दीन हे दुःखके सुनरे मन,
"तादीन होत न कोई सहाई. "*

" કિસ્મત ! કિસ્મત. " મધ્ય રાત્રિ થતાં પૃથ્વી પર ગાઢ અંધકાર વ્યાપ્યો ને પેલા પુરૂષના હૃદયમાં

* આ પ્રાચીન શ્લોક ઉપરથી છે. એ દુઃખમાં પૂ-ર્વના ( વૃદ્ધ ) માણસોના મનમાં ધૈર્ય પ્રાપ્ત કરવાના વ-ચનોનુ ભાન કરાવે છે. આ લોક દંત કથાઓ અથવા તો કવિની કલ્પના છે.

પણ અંધકાર વ્યાપ્યો ! પૃથ્વી પર મ્યુનીસીપાલીટીના ફાનસો દ્વારા સ્હેજ ઝાંખો પ્રકાશ પડતો હતો. એ અંધકારનુ સંમેલન થયું ને અંધ રાત્રિના વિચારમાં અંધકાર વ્યાપ્યો ! પેલા પુરૂષની ખિન્ન મુદ્રા એકદમ હર્ષિત થઇ ગઇ,ને મુખમાંથી નીચલા ઉદ્ગાર નીકળી પડયા !

" અરે માહરે આને માટે શાને શોચ કરવો ! આથી તો માહારા નશીબનો ઉદય થવાનો સંભવ છે. એક યુક્તિ છે—પાર પડે એવી છે ! પ્રભુ કરશે તો બેડો પાર ! કાલે સવારે જોગ ખાશે ! **સુમનભાઇ** બાળક છે, અનુભવ બીલકુલ નથી—શીયાળા ઉનાળા જોયા નથી—સુખમાં રહયા છે-દુઃખ જોયું નથી; દુઃખથી હમણા ગભરાય છે. લોકોની પોતાના નાણા પાછા લેવાની તડામાર પડી રૂહી છે, તેથી જરૂર હું જેમ કહીશ—તેમ કરશે. ધીરે ધીરે કહીશ—વાણીયા ગત વાપરી એટલે જીત્યા ! આમ કહીશ—ભાઇ હું કહું તેમ કરો, મારૂં માનશો તો સુખી થશો નહીં તો ભીખ માગતા થશો ! હમણા સર્વે માલ મીલકત માહરે નામે ચહડાવીદો પછી આપણે

એ સમજી લઇશું ! પછી તો તમને તમારા આટલા જુના નોકર ઉપર વિશ્વાસ ન આવતો હોયતો તમે જાણો–એટલે તૂર્ત વિશ્વાસ આવશે, ને પછી આપણે નામે ચહડાવ્યું એટલે તો હું–પછી આપે છે કોણ ને લેછે કોણ ! શેઠની હાલની મીલકત દેવું પતાવતાં વધે એટલી છે–પચાસ સાઠ હજાર !

"બચ્ચા **ધર્મદાસ** આ કાર્યમાં પાર પડ્યો એટલે નહાલ! પછી વેપાર કરજે–નોકરી કરવી નાંખજે ખાડમાં. સવાર થઈ એટલે પત્યું ! અરે હજી તો ઘણી વાર છે–બારેકનો સુમાર થયો છે. અરે પણ સમય વીતતાં કેટલીવાર. જરા ધૈર્ય ધરવાની છે. પણ પાણીના ઝરાની માફક વહેતો સમય જોત જોતામાં એક ન્હાના બાળકને વૃદ્ધ બનાવી દે છે. મ્હારા આટલાં બધાં વર્ષ વહી ગયાં. આજ કાલ કરતાં ચાલીશ વર્ષ થયાં તો સવાર થતાં કેટલી વાર ! સવારના ચારને સુમારે ઉઠીશ. હજી પણ કલાકની વાર છે. મારે ત્યાં જવાને સાત કલાક જોઇએ. વ્હેલા ઉઠી જરાક ફરી આવી, સ્વાભાવીક કર્મથી પરવારીશ એટલે છ એકનો સુમાર થશે ને પછી પાએક

કલાક નિત્ય નૈમિતિક ઇશ્વર સ્મરણ કરતાં ! નિત્ય ક-રતાં અર્ધો પોણો કલાક વહેલા જઇશું. એ પણ નીમકહલાલ નોકરીનું એક ચીન્હ થઈ પડશે."

આમ બડબડતો મનમાં ફુલાતો **ધર્મદાસ** જર-ના લોભથી નિમકહરામ થયેલ નોકર–સવારની રાહ જોતો મનમાં અનેક તરંગો બાંધતો, વિચાર સા-ગરમાં ગોથાં ખાતો, નિદ્રાવશ થઇ ગયો, ને સુખ સુચક સ્વપનાઓ અનુભવવા લાગ્યો.

---

## પ્રકરણ ૨ જું.

## સુલોચન સુમન !

**' અને, નાદાન. અરે, કિસ્મત ! દુ:ખી કીધો મને બેહદ.**
**' ગણ્યું તુજને પ્રથમ ગુણકાર, નકકીતું નીવડયું વીણકાર**
**' સુધા માની તુને સાહ્યું, થઈ વિષ રૂપ દિલ દાહ્યું.**

* * * * *

' અરે, કિસ્મત? દગો દીધો, મને દુશ્મન ગણી લીધો.
' કટારી ક્રૂર મને ભોંકી, અચાનક હું ગયો ચોંકી.'

**અવલોકન**

પ્રભાત થયો. છનો સુમાર થયો હતો. શીયા-

ળાનો બાલક સૂર્ય હજી દૃષ્ટિમર્યાદાની ઉપર ચઢયો ન હતો. ઠંડો પવન ફુંકાતો હતો. નક્ષત્રો અસ્ત થયાં હતાં. યદ્યપિ સ્હજ અંધકાર પ્રતીત થતો હતો. માર્ગમાં મ્યુનીસીપાલીટી તર્ફથી જળ સીંચન થતું હતું. મીલના મજુરોને કામે જવાનું સુચન કરતા પીશવા જોરથી વાગી રૂહયા હતા. આથી એક તર્ફ મજુર વર્ગ કામે જતો, ને બીજી તર્ફ શહેરના યુવકોના વૃન્દો, પ્રાતઃકાળની મંદ મંદ શીતળ સુખદાયક હવા ખાઈ પાછા ફરતા દૃષ્ટિએ પડતા હતા; મસજીદોમાં સૂર્યોદય પૂર્વે નીમાજ પઢનાર ધર્મચુસ્ત મુસલમાનોની બાંગોનો ધ્વની, મંદિરોમાં થતા મંગળાના દર્શનનો ઘંટનાદ, તથા દર્શનાર્થે જતાં બાળ યુવાન તથા વૃદ્ધ વૈશ્નવ સ્ત્રી પુરૂષોનો 'જય જય' શબ્દનો ધ્વની કર્ણેન્દ્રિયને આનંદ આપી હૃદયમાં ઈશ્વર પ્રતિ શુદ્ધ ભકિત પ્રેરતાં હતાં.

* * * * * * *

**ધર્મદાસ** તો કયારનાએ ઉઠયા હતા. સ્નાનાદિથી પરવારી સૂર્યોદયની રાહ જોતા ઘરમાં તાપતા તાપતા ધનવાન થવાના વીચારો ને ત્યાર પછી કર-

વાના કાર્યોની મનમાં ગણના કરી રહ્યા હતા. પ્રાતઃકાળનો સમય વીતતાં કેટલીવાર!

જોત જોતામાં સૂર્યોદય થયો ને થોડીવારમાં ઘટીકા યંત્રે સાડા છનો એક ટકોરો માર્યો. **ધર્મદાસ** ઉઠયા, જવાને તૈયાર થયા—અરે પણ બારણામાંથી જ નીકળતાં બીલાડી આડે ઉતરી. અપશુકન થયા સમજી જુના રીવાજને સમય પરત્વે માન આપવાનું ડોળ ઘાલનાર, **ધર્મદાસ** સ્હજ કંપ્યા—થોભ્યા—ને સુખ પ્રાપ્ત કરવાના વીચાર મનમાં ઉદ્દભવતા હતા તે પ્રસંગે અપશુકનનું દર્શન થતાં માંહે વિઘ્ન નડ્યું સમજી સ્હજ ખીન્ન થયા. પુનઃ આગળ ચાલવા માડ્યું. થોડેક દુર જતાં એક વિધવા સ્ત્રી સામે મળી. મીજાસ હાથથી ગયો પણ કરે શું? મનમાં બેચાર ગાળો દીધી, સ્હજ બડબડયા, પણ તૂર્ત શુકન અપશુકન એતો સાંપ્રત રીવાજ પ્રમાણે વ્હેમ છે એમ વીચાર આવવાથી, શેઠના ઘર તર્ફ ફરી ચાલવા માંડ્યું.

**સુર્યપુર** માં આમલીરાન મધ્યે એક વિશાળ બાગ દ્રષ્ટીએ પડે છે. હમણાં સૂર્યના કિરણો તે ઉપર પડવાથી ઝળહળી રહેલો આ બાગ સર્વ પાર્થકોનું મન

આકર્ષી રહયો છે. '**સુમનનિવાસગૃહ**' એવા અ-
ક્ષરો તેના દ્વારની ભીંત ઉપર આરસની તકતીમાં
કોતરેલા છે. આ બાગની દેશી ને વિદેશી એએ રી-
તની સંયુકત એવી રીતી પ્રમાણે રચના કરી હોય
એમ જણાય છે. માંહે પ્રવેશ કરતાં ઇંગ્લીશ ગોટાના
ત્થા બીજા અન્ય પુષ્પોની હારો દૃષ્ટિએ પડે છે. ત્યાંથી
આગળ ચાલતાં એક સુંદર પરીની આરસ મૂર્તિએ
ઉંચા કરેલ મુખમાંથી ધાર છુટે એવો ફુવારો આવી
રહયો છે. ફુવારાની આસપાસ સર્કલમાં (ગોળાકૃતી)
ઇંગ્લીશ ફેશનનાં બાંકો ગોઠવી દીધાંછે. ફુવારામાં પાણી
ભરવાને તેનાથી થોડેક દુર એક ટાંકી પાસે લોઢાની
ચાર પાઈ ઉપર એક તામ્ર પત્રની પેટી જડેલી છે.
અહીંઆંથી આગળ જતાં તદ્દન પથ્થરથીજ બાંધેલો
એક સુંદર બંગલો દૃષ્ટિએ પડે છે. આ બંગલાની
બીજા માલની ત્થા અગાશીની પાળ ઉપર સમરૂપી,
મોરલીધર શ્રીકૃષ્ણ, આદિની પત્થરમાં કોતરી કાઢેલી
પ્રતિમાઓ શોભી રહી છે. બંગલાના બારી બારણા
સર્વ કાચના છે ને ઓટલો સુંદર આરસના ચળકતા
લીસા પથ્થરનો છે. બંગલાના એક બાજુએ ભોજન

ગૃહ આવી રહેલું છે, ને બીજી બાજુએ નોકર વર્ગ તું ગૃહ આવી રહ્યું છે. બંગલાની બેઉ બાજુએ, દેશી પુષ્પો, જાઈ, જુઈ, મોગરો, ચંપો, ગુલાબ તથા બીજા અન્ય પુષ્પોના રોપાની હારો લાગી રહીછે. બંગલાની પાછલી બાજુએ લાકડાની બે કમાનો ઉપર પુષ્પ ઘટા કરી દરેકમાં પીતળના કડાં તથા સળીઆનો અક્કેક હીંચકો ટાંગ્યોછે. પુષ્પ ઘટાઓની પાસે પાસે નાનું તળાવ બનાવી, માંહે તાદ્દસ્ય ચીત્રરૂપ સાતપુડા પર્વત બનાવી સાંધી લીધેલા છે. આ પર્વતના એક ખડક ઉપર **નર્મદા** તથા બીજા ખડક ઉપર **તાપીને** સ્ત્રી રૂપે મૂર્તિમાન કરી છે; તેમના મુખમાંથી વારી વહી રહ્યું છે. **નર્મદા** ઉપર આવી રહેલા **ભરૂચ, શુકલતીર્થ, ચાંદોદ,** તથા **જબલપુર,** અને તાપી પર આવી રહેલ , **સુરત, રાંદેર,** તથા **બરાનપુર,** આદી મોટાં શહેરો બનાવવા, બે સરિતાઓના જુદા જુદા ફાંટાઓ ઉપર તેમના તટઉપરથી દેખાતી આકૃતિઅનુસાર પ્રતિમાઓ ગોઠવી દીધી છે. માંહે કૃતિમ મગર, માછલાં ને બીજા જળચર પ્રાણીઓ તરી રહયાં છે. આથી આ સ્થળે મનુષ્ય બુદ્ધિની

શક્તિથી ઇશ્વિરી શક્તિનું સ્હજ પ્રતિબીંબ પડ્યું છે. હિંચકા ટાંગેલ પુષ્પ લત્તાની પાછળ થોડેક દુર જમરૂખ, જાંબુ, કેળાં, સીતાફળ, નારંગી દાઢેમ ઇત્યાદિ ફળ વૃક્ષો આવી રહ્યાં છે.

આપણે આ બાગનું અવલોકન કર્યું. ચાલો હવે આપણે બંગલાની માંહે પ્રવેશ કરીએ. બંગલાના પ્રથમ ખંડમાં **સુમનલાલ** આપણી વાર્તાનો નાયક પોતાની સ્ત્રી **સુલોચના** સાથે હમણા કાંઈ વાત કરી રહ્યા છે. નિત્ય તો આ ખંડની શોભા અનુપમ રહેતી પણ આજ તો આ ખંડની માહેનું સર્વ ફર્નીચર વેરણ ખેરણ પડેલું છે; તેથી સર્વ દેખાવ કરૂણાજનક લાગે છે. આનુ કારણ વાંચક તને પ્રથમ પ્રકરણમાં વિદીત થયું છે માટે ચાલ હવે આપણે આ દમ્પતિ વચ્ચે થતી વાતચીત સાંભળીએ.

"હવે શું, શું?" **સુમનલાલ** બોલ્યો. "આ બંગલો તથા ઘર ને જણસો વેચીશું એટલે આપણું દેવું પતી જશે. બીજાની માફક આપણે લુચ્ચાઇ કરી દેવાળું કાઢી લોકોને ઠગવા નથી. પણ ઠગવાનું કારણ શું? એથી શો ફાયદો? કારણ—

"લક્ષ્મી ચળિત છે. પ્રાણ ચળિત છે. દેહ યૌવન પણ ચળિત છે. આખર સર્વ નાશ પામવાનું. માત્ર કિર્ત્તી ને ધર્મ એ બે વસ્તુ નિશ્ચળ છે.* વળી

'ધ્રૂવ જે ત્યાગીને, અધ્રુવકો બાથ જે ભરે
'ધ્રૂવ તેનું નક્કી જશે, અધ્રુવે કંઈ નાશરે."[1]

"ધર્મ એટલે ફર્જ. આપણી સર્વ ફરજો આપણે અદા કરવી એ આપણું કર્તવ્ય છે. મરણ પછી આપણી સાથે કશું આવતું નથી. માત્ર ધર્મજ આપણો અનુસંગી થાય છે ને કીર્તિવાન માણસ મરણ પામ્યા છતાં પણ યશ:શરીરે કરી પૃથ્વીપર વિધમાન સરખો થઇને રહે છે. લોકો વારંવાર અને સમય પરત્વે તેમના યશનું ગાન કરે એટલે તે જીવતા સરખા, ને બીજા અન્ય જેમને લોકો જીવતા છતાંએ જાણે નહીં, સંભારે નહીં, કદાચ સંભારે તો તેમના દુષ્કર્મો માટે, તે મુવા કરતાં અધમ્ ! માટે અનિશ્ચળ એવી લક્ષ્મીને અર્થે ધર્મથી ફર્જથી વિહીન થઇને કુળને જાતને તથા નામને કલંક લગા-

---

*નીતી શાસ્ત્ર. ૧. ચાણાકય નિતિ.

ઠવું મુર્ખ વિના કયા નરાધમ પસંદ કરે? દેવું લ-
હેણું પતાવતાં આશરે એએક હજારની જણસો આ-
પણી કને અવશેષ રહેશે. સર્વ વાત પતાવી પાંચ-
શેક રૂપીઆ લઇ **મુંબાઇ** નોકરી કરવા જવા મા-
હરો વીચાર છે".

"મને સાથે લઇ જશો કની!" **સુલોચના** ખિન્ન
શબ્દે વચમાં બોલી ઉઠી.

"ના. તને **ભરૂચ** મુકી આવી પછી ત્યાંથી જઇશ."

"ના. માહરૂં માની—અગ્નિ તથા સૂર્ય સમક્ષ પ્ર-
તિજ્ઞાથી કરેલ તથા થએલ સુખ દુખની ભાગીને
સાથે લેજો." ગદગદીત કંઠે પતિપ્રાણા સ્ત્રીએ કહ્યું.

"ના. હાલ નહી. નોકરીનું ઠેકાણું પડયા વિના
હમણાં લઇ જઇ શું કરૂં? નોકરી અથવા કંઇ ધંધાનું
ઠેકાણું પડયા પછી તેડી જઇશ."

કોમળ હૃદયની પત્નિએ નિશ્વાસ મુકયો અને બો-
લનાર અટકયો.

"હરી હરી" નિશ્વાસનું સ્હેજ સ્તંભન થતાં સું
દરી બોલી. હજી ફરીએ તમને ધંધો, વેપાર કરવાની
ઉત્કંઠા છે! હું તમને પગે પડીને કહુંછું કે વેપાર ક-

રશોજ નહીં. એથી સ્હેજ ઉદય થતાં સટ્ટામાં નશીબ અજમાવવા ફરી ઇચ્છા થશે. પાછા એનાથી અધમ સ્થિતીએ પહોંચીશું. તમે ત્યાં જઇ નોકરીજ લેજો.

"દૈવની ગતિ શું ગહન છે ? આપણા પુન્યનો એકદમ અંત આવ્યો, અને આ સ્થિતીની શી સ્થિ-તી ? હવે આપણો ફરી ઉદય ક્યારે થશે ? આપણા દીવસ હવે આ સંસારમાં કેમ જશે? આ બંગલો તથા માલ મિલકત છોડી કેમ જવાશે?–એમના વગર કેમ ગમશે ?..." આટલું બોલતાં સુંદરીથી પુનઃ ઉંડો નિ-શ્વાસ મુકાયો ને ચક્ષુમાંથી આંસુધારા વહેવા લાગી.

" આમ દુઃખને વખતે વૃથા શોચ કેમ કરેછે? દુખને વખતે ધૈર્ય ધરવાનું છે. વાંચેલાં સદ્પુસ્તકો તથા સાંભળેલા સદ્બોધોનો આ વખતે ઉપયોગ ક-રવાનો છે. રામ ને સીતા, પાંડવ ને દ્રૌપદી, હરિશ્ચંદ્ર ને તારામતિ, નળ ને દમયંતી, એ આદીના દુઃખ ક્યાં ને આપણું ક્યાં. એ લોકોએ માત્ર સત્યને માટે, પો-તાના ધર્મનો–ફર્જનો ભંગ નહી કરવા માટેજ દુઃખ પસંદ કર્યું હતું; ને આપણું દુઃખ તો આપણી ભૂલ થીજ ઉદ્ભભવ્યુ છે. આપણે શું દૃષ્ટાંતોથી ધૈર્ય ના

ધરવું ? ઉદય અસ્તનું ચક્ર ફરેછે તે તું જાણે છે, તેં વાંચ્યું છે, સાંભળ્યું છે, અવલોકયું છે છતાં આમ કેમ વિવેક શુન્ય થાય છે? તાહરો શોક છોડી દે. **જરમેટલર**નું દુખમાં શું ધૈર્ય? એનું ઘર લુંટાઇ ગયું, ને એને કુટુંબસહ ઘરબ્હાર હાંકી મુકયો, ને એની ગૃહસંસારની સઘળી માલમિલકત જપ્ત થયેલી હતી તેમ છતાં પણ ત્યારે એ આવા શબ્દો લખે છેઃ—

'ઇજારદારો અને બેલીફોના હાથમાં કેદ પકડાઇ ગયો છું, તેઓએ માહરૂં સર્વસ્વ લઇ લીધું છે. હવે શું ? મને મારી આસપાસ જોવા દો ? સૂર્ય, ચંદ્ર, એક પ્રેમાળ પત્નિ, દયા ખાતા માહરા ઘણા મિત્રો, અને મને દુઃખમાંથી મુકત કરવા યત્ન કરતા થોડા મિત્રો રહેવા દીધા છે. હજી પણ હું વાદવિવાદ કરી શકું, અને જ્યાં સુધી માહરી ઇચ્છા થાય નહીં ત્યાં સુધી માહરો આનંદી ચહેરો ને સ્વભાવ, માહરી શુદ્ધ ભાવના ને સમજ શક્તિ લઇ લેવા સમર્થ નથી. ઇશ્વરની માહરી સંભાળ, પવિત્ર પુસ્તકમાં આપેલાં વચનો, મારો ધર્મ, સ્વર્ગીય આશાઓ, તેમના તર્ફની માહરી ઔદાર્યતાઓ, આ સર્વ પણ તેઓ મા-

હરી પાસેથી લઇ શક્યા નથી. અને હમણાં પણ હું પહેલાંની માફક ખાઇ પી શકું છું, ઉંઘી શકું છું, અને પાચન કરી શકું છું, વાંચી શકું છું, ને મનન કરી શકું છું.....'

"અહા શું એનું અડગ ધૈર્ય! હમણાં મને **મોરધ્વજ** તથા તેના પુત્ર ને પત્નિના ધૈર્યનું સ્મરણ થયું? શું એમનું નૈતિક ધૈર્ય! એવું ધૈર્ય ધારણ કર્યું. આવી સ્થિતી થતાં પૂર્વે વાંચેલાં, ને સાંભળેલાં, મહાન પુરૂષોના ચરિત્રો આજ આનન્દદાયક થઇ પડયાં! એમના દુઃખ આગળ આપણું દુઃખ શા હીસાબમાં છે?"

આ બન્ને વાર્તા કરી રહ્યાંછે એટલામાં **ધર્મદાસે** પ્રવેશ કર્યો ને વાત બંધ પડી. **સુલોચના** ત્યાંથી ઉઠી ગૃહ કાર્યમાં પ્રવૃત થઇ.

**ધર્મદાસે** બેઠા પછી લ્હેણદારના નામ તથા તેમની નીકળતી રકમ આદિ જણાવતાં અંતે કહ્યું "ભાઇ એક યુક્તિ સુજી છે—ઘણી હીતકારક—તેમ કરશો તો ઘણો ફાયદો થશે."

"શું!" **સુમનલાલે** આશ્ચર્યતાથી પ્રશ્ન કર્યો?

**ધર્મદાસે** ગઇ રાત્રે તથા પ્રાતઃકાળે ગોઠવી રાખેલ વાક્યોમાં પોતે યોજેલ અતિહીતકારક (પોતાને) એવી યુકિત કહી બતાવી; પણ તેની કાંઇ પણ અસર સત્યાનુગામી **સુમન** પર થઇ નહીં પણ **ધર્મદાસ** ઉપર ઉલટો ક્રોધ અને તિરસ્કાર ઉત્પન્ન થયો.

તે બોલ્યો, "**ધર્મદાસ** તમારૂં નામ શું પવિત્ર? ને તમારા વિચાર ક્યાં?. ધર્મ-(Duty) ફર્જના દાસ ! આજના સમયમાં તમારી અર્દ્ધ જીંદગી ગઇ છતાં આમ કેમ બોલો છો ? એના ઉપરજ અર્ધો કલાક થયાં વાત ચાલતી હતી ને તમે આવ્યા ! માટે હવે બંગલો તથા ઘર, ફરનીચર ને થોડીક જણસો વેચી સર્વ લ્હેણું, દેવું, પતાવી, મ્હેતાઓ, નોકરો, ને તમારો પણ પગાર ચુકવી દો. કારણ સત્ય માર્ગે ચાલવું એવી મ્હારી ઇચ્છા છે. લક્ષ્મી તો આજ છે ને કાલ નથી ! માણસજ પેદા કરે છે ને માણસજ ગુમાવે છે ! માટે એટલા સારૂ ધર્મ-ફર્જ-થી વિહીન થવું મને ઠીક લાગતું નથી."

**ધર્મદાસ** પોતાની યોજના નિષ્ફળ ગઇ સમજી નિરાશ થયાં, **સુમનલાલ**ની નેકી જોઇ વિસ્મય

પામ્યા ને શરમાયા, એટલે "જેવી તમારી ઇચ્છા" એટલોજ ઉત્તર આપી કાર્યે પ્રવૃત થયાં.

અહા ! શું સુલોચન **સુમન** ! ચક્ષુ-(લોચન) બીચારા સુ-મન વગર અસત્ય ને અયોગ્ય સ્થળે દૃષ્ટિ કરે, પણ સુમન સાથે સંયુક્ત થતાં સત્ય ને યોગ્ય પદાર્થજ નીરખે !

# પ્રકરણ ૩ જું.

## મંત્રવત્ શબ્દો.

'સગા સબંધી હોય ગમે તેવા,
'સંકટ સમયે સૌ જોવા જેવાં."

**ગુર્જર કહેવત.**

**ગોકળદાસ** ભરૂચમાં મોટા પ્રતિષ્ઠિત દલાલ હતા. એમણે આ ધંધામાં એએક લાખ રૂપીઆ પેદા કર્યા હતા. તે ઝવેરી મહોલ્લામાં પોતાની બંધાવેલી હવેલીમાં રહેતા હતા. હાલ તેમની વય પચાશેક વર્ષની હતી. તેમને પ્રથમાવસ્થામાં ઘણાં છોકરાં થઇ મરી ગયાં હતાં; પણ હાલ ઉતરતી અવસ્થામાં એક

પુત્ર રત્ન પામ થયું હતું. હાલ આ બાળકને બે વર્ષ પૂરાં થયાં હતાં. **ગોકળદાસ**નું શરીર રૂષ્ટપુષ્ટ હતું. તેમના શરીરનો વર્ણ ગોરો જરા લાલી પર હતો; તેમના પેટની ફાંદ જ્યારે તે ત્વરાથી ચાલે ત્યારે જોનારને પેટ ભરી હસાવે એવી મોટી હતી. નાક બેઠેલા ઘાટનું હતું. આંખો વૃદ્ધાવસ્થાના ચિન્હનું પગરણ બતાવવા સ્હેજ ઉંડી ઉતરી હતી. માથા તથા દાઢી મુછના કેશ પણ કાંઇ કાંઇ ધોળા થવા લાગ્યા હતા.

સવારના સાત સાડા સાતનો સુમાર થયો છે, ને **ગોકળદાસ** શેઠ સાંપ્રત રિવાજ પ્રમાણે ચાહ પીવા બેઠા છે. પાસે તેમની સ્ત્રી **રત્નલક્ષ્મિ** છોકરાને ચાહ પાય છે, એવામાં સીપાઇએ આવી પાસે ટપાલના કાગળો મૂક્યાં.

ચાહ પી શેઠે પત્રો હાથમાં લઇ ક્રમાનુસાર ફેરવવા માંડયાં. પ્રથમજ પત્ર વાચતાં શેઠની મુખ મુદ્રા બદલાઇ ગઇ, ને કાંઇ દુઃખદ સમાચાર છે એમ સુચવવા લાગી. હજી પત્ર વાંચવાનો જારીજ હતો, ને વચ્ચે એક ઉષ્ણ નિશ્વાસ મુકયો. મુખમાંથી એક પણ શબ્દ ન નીકળ્યો. **રત્નલક્ષ્મી** આ સર્વ પ્ર-

કાર જોઇ રહી હતી. તેને મનમાં વિવિધ પ્રકારની શંકા આવવા લાગી, ને અનેક તર્ક વિતર્ક કરવા લાગી. તેનાથી હવે ન રહેવાયું તેથી પુછયું, "એવો તે કોનો પત્ર છે !"

"**સુમનનો**" શેઠે ટુંકમાં પતાવી કહ્યું, "પાયમાલ."
"અરે! પણ કેમ ને શું બીના છે તે તો કહો ?"

"સટ્ટામાં ! હરિ હરિ ? અત્યારના અહીં આવનાર!" શેઠનું કોમળ નિષ્કપટી હૈયું ઘડીક દુઃખને વસ્ય થઈ ગયું.

"અહીઆં આવનાર છે." એ શબ્દો શ્રવણે પડતાંજ **રત્નલક્ષ્મી** કંપી ઉઠી ને જાણે દુખના દરીઆમાં ડુબી હોય તે વખતે પોતાના દુખના કારણ રૂપ મનુષ્યને ઠપકો દેતી હોય તેવી રીતે બોલીઃ

"શું અહીઆં આવશે! સટ્ટામાં પાયમાલ તેમાં આપણે શું કરીએ! શું કામ એવે ખરાબ રસ્તે ચઢયો ! એમાં દોશ કોનો! અરે, એને અહીં ઉભોજ રહેવા દેશો નહી. નહીતો તમને પાયમાલ કરશે? ને પાછું એને ચડી વાગશે? શું આપણા છોકરાને ભીખ માગતો કરવો છે ! એનું સાસરૂં અહીઆં છે ત્યાં

જઈ રહે. અહીઆં રહયો તો એ તમારા વેપારમાં ઉંધું મારશે. એનુ નસીબજ ઉંધુંને ટુંકું છે. હજી મોટાભાઇને એક વર્ષ પણ થયું નથી એટલામાં આટલો બધો વેપ! માહરૂં માનો તો ઠીક! આપણે તો બધાને કહીએ ત્યારે કડવા લાગીએ" એમ કહી શેઠાણીએ મોહું મરડયું.

આ શબ્દો **રત્નલક્ષ્મીએ** એવી છટાથી કહ્યા કે **ગોકળદાસ**ના કોમળ ભોળા મન ઉપર તર્ત **તેની** છાપ પડી ગઈ. મોહન મંત્ર રૂપ આ શબ્દોએ જ્યેષ્ઠ બંધુના પુત્ર તરફનો પ્યાર તથા લાગણી શેઠના મનમાંથી ક્ષણભર દુર કરી; ખરેખર શું એ બાળક હતો? નહોતો સમજતો કે એવે રસ્તે ચડયો! ખતા ખાશે અને દુઃખ ખમશે એટલે ઠેકાણે આવશે એવા કંઇ જુદીજ પ્રકારના વાકયો **ગોકળ** શેઠના મોંમાંથી નીકળ્યા તેમના મનમાં **કીશોર**ની બાબતમાં એક પછી એક વિચાર ઉદ્દભવવા લાગ્યા ને મનમાં રહેલા **રત્નલક્ષ્મી**નાં વાકયો તેના તરફના સુવીચારો ને લાગણીઓને અથડાઈ વીદીર્ણ કરવા લાગ્યા.

શિયાળાનો પ્રાતઃકાળનો નગરથી વહી જતો હોય એ-

વો લાગતો વખત ઝરાના પાણી માફક વહી જવા લાગ્યો. નર્મદાના વીશાળ પુલ ઉપર આગગાડીનો ધ્વની શ્રવણે પડવા લાગ્યો, ને કેટલાક ઉતારૂ **ભરૂચ** આવ્યું એમ જાણી પુલ તથા નદી નીહાળવા બારીમાંથી ડોકાં બહાર કહાડવા લાગ્યાં. કેટલા આસતીક સ્ત્રી પુરૂષો શ્રી શંકરસૂતા **નર્મદાને** નમન કરી કોઇ માંહે પૈ, પૈસા, તથા શ્રીફળ નાખવા લાગ્યાં, ને નદી તટે રમતાં ભીલ્લાદીના છોકરાં માંહે પડી તેમને પકડવા તરવા લાગ્યાં. **સુરતથી** નીકળેલા **સુમનલાલે** પણ ડોકું બહાર કહાડી દૃષ્ટીએ પડતી સુંદર હવેલીઓ તથા વૃક્ષોની હાર નીરખી. **ભરૂચ** આવ્યું, **ગોકળકાકા** પોતાને ધીરજ આપી, પોતા ભેગો વેપાર કરાવશે, અથવા તો બીજે કંઇ ધંધે રોજગારે લગાડશે. હવે મને **મુંબાઇ** જવાની ના કહેશે. એવા અનેક તરંગો તેના આશારૂપી સાગરમાં ઉદભવતા હતા.

આશાનો અંત નથી. જો ઇશ્વરે આશા સૃજી ન હોત તો મનુષ્ય પોતે આરંભેલા કાર્યમાં એક વખત નિષ્ફળ થતાં પુનઃ તેનો આરંભજ કરત નહી.

"જેમ જેમ ઉંચે ઉડે, ત્યમ મન મોટું થાય;
"આશાના સાગર વિષે તરંગનો નહીં પાર." *

જો આશા સૃજાઇજ ન હોત તો સર્વે સૃષ્ટિ ક્રમ બદલાઇ જઇ સૃષ્ટિ વ્યવહારે આખર બંધ પડી જાત. આવા આશાના અપાર વારિધીમાં **સુમનલાલ** ડુબકાં ખાયછે એવામાં ગાડી પુલ પસાર કરી સ્ટેશન પર આવી પહોંચી ને પોર્ટરો ભરૂચ પાંચ મિનિટ ભરૂચ પાંચ મિનિટ કરવા લાગ્યા. ગાડી એકદમ થોભી ને **સુમનલાલ** પોતાના ડબ્બામાંનાં પોટલાં એક હેલકરીને માથે ચડાવી, સ્ત્રીઓના ડબ્બા તરફ ગયો. **સુલોચના** માંહેથી ઉતરી, ને સ્ટેશનની બહાર જઇ ભાડાની ગાડીમાં સર્વ સામાન મુકી માંહે બેસી ગાડી પ્રથમ **નવાડેરા** તરફ હાંકવા કહ્યું. અહીં **સુમનલાલ**નું સાસરૂં હતું; ત્યાં સર્વ સામાન સાથે **સુલોચના**ને ઉતારી ગાડીવાળાને પૈસા આપી વીદાય કર્યો. પછી **સુમનલાલ** 'હું **ગોકળ**કાકાને ત્યાં જમી કરી આવીશ,' એમ કહી અનેક તર્ક વિતર્ક કરતો ગયો.

---

* સ્નેહમુદ્રા.

# પ્રકરણ ૪ શું.

## આશા-નિરાશા.

मनसा चिंतति कार्यं दैवं अन्यत्र चिंतयेत्
राजकन्याप्रसंगेन जटिलो व्याघ्रभक्षकः ॥

"मनसा चिंतति कार्यं दैवं अन्यत्र चिंतयेत् માણસનું ધારવું શું-ને દૈવનું કરવું શું! રાજકન્યાને મળવાની ઇચ્છાવાળો **જટીલ** વાઘનું ભક્ષણ થઈ પડ્યો! કાકા મને ધીરજ આપશે, મદદ કરશે, ને ધીરે ધીરે માહરૂં દુઃખ વિસરાવશે એવું હું ધારતો! પણ અહીંતો ઉલટુંજ નીકળ્યું! અહા? શું શબ્દો તીવ્ર બાણ જેવા! "જા દુષ્ટ તારૂં મોં જોવા નથી માંગતો! તું મને મોં બતાવવા શું હીંમત કરે છે? તેં તારા બાપની મિલ્કતપર પાણી ફેરવ્યું.! વળી કદાચ મારી સાથ રહી અહીં પણ વેપારમાં ઉંધુંજ વાળો તારૂં નશીબજ ફુંકું છે-તેથી માહરા ઘરમાં રહેવાથી માહરૂં પણ સર્વ ઉંધુંજ થાય! અહીંઆંથી નીકળ. ફરી માહરા ઘરમાં પગ મુકીશ માં!" કેટલાં કઠોર વાક્ય? પાષાણ હૃદયી માણસપર પણ અસર

થાય ! હા માહરી ભુલ થઈ છે. આટલી બધી મા-
લકત ખોઇ બેઠા તેને માટે શું મને કંઈ થતુંનહીં હોય?
શું એ એમજ સમજતા હશે? આવે સમયે દુશ્મનને પણ
આ શબ્દો કહેવા યોગ્ય છે? એમણે મને આ વ-
ખતે ધીરજ આપવાને બદલે, ઘામાં મીઠું પૂર્યું! શું
ઘરમાં પ્રવેશ કરતાંજ આવો તિરસ્કાર ! ના. પણ
કાકાના નિર્મલ હૃદયમાંથી આ શબ્દો નિકળ્યા હોય
એમ લાગતું નથી ! એતો **રત્નલક્ષ્મી** કાકીએ એ-
મને ભરમાવવા કહેલ વાકયો તે વખતે એમના ભ-
મેલ હૃદયમાંથી નિકળ્યાં હશે ? એ **રત્નલક્ષ્મી**એ-
જ આખા કુટુંબમાં કલહ ઘાલ્યો છે! પિતાજીને તથા
કાકાને કલહ કરાવવામાં પણ એજ સાધનભૂત !
સ્ત્રી ગમે તેટલું ભરમાવે પણ પુરૂષ કેમ ભમે? જુ-
ઓ આ કલજુગના કૌતુક?

"પહેલાં પુરૂપના કહ્યામાં સ્ત્રી રહેતી, હમણાં
સ્ત્રીના દબાણમાં પુરૂપ ? એ સ્વચ્છંદે વર્તવા દેતા, ન-
હીં વશ્ય કરેલા મનનું કારણ ! પછી લોકો તમે એને
જમાનાની બલીહારી કહો, અસ્તોદય કહો, કાલક્રમ
કહો કે ગમે તે કહો. સર્વેને ગર્વનું કાર્ય કરવાદો. મારે

હમણાં મારૂં કાર્ય કરવાનું છે! દુઃખથી ડગવાનું નથી! પુરૂષાર્થ સાધવાનો છે? પુરૂષાર્થ વિના ઉન્નતિ શી રીતે થાય? નિતીવેત્તાઓએ ઉદ્યોગી પુરૂષને સીંહની ઉપમા આપી છે. કહે છે કે ઉદ્યોગી પુરૂષ લક્ષ્મી મેળવે છે; પ્રારબ્ધ, કાર્યમાં ફતેહ પામવામાં પ્રાધાન્ય છે એમ કહેનાર મનુષ્ય હીચકારા છે! દૈવ એવું પ્રારબ્ધ તેને હણીને પુરૂષાર્થ કરો. કાર્ય ઉદ્યમ કરવાથી સિદ્ધ થાય છે, કાંઇ મનોરથ બાંધવાથી સિદ્ધ થતું નથી? જ્યમ કે નિદ્રાવસ્થ–ઉદ્યમ રહિત સીંહના મોંમાં કોઇ મૃગ આવી પ્રવેશ કરતું નથી? અહો કવી તમે નાના વાકયોમાં શીખામણ ધૈર્ય ને ઉત્સાહ ધારણ કરાવનારા શબ્દો ગોઠવ્યા છે?

"ઉદ્યમને વિદ્વાનોએ કલ્પવૃક્ષની ઉપમા આપી છે તે યોગ્ય છે. કારણ ઉદ્યમે કરી નિર્ધન પણ કરોડાધિપતિ થઇ શકયો? પછી એતો 'મનુષ્યયત્ન ઇશ્વર કૃપા.' દાદાકને શું હતું? છોકરાઓને વારસામાં શું મુકી ગયા હતા? કાંઇ નહીં. ઉલટું દેવું! નિત્ય વ્યવહાર પણ તાણી તુંસી ચલાવતા! આવાના પુત્ર–નિર્ધનમાં નિર્ધન–પિતાજી તેમણે ખંતથી આટલું બધું

રચ્યું ! ને વળી સર્વ ટુંક સમયમાં મેં મોજમજાહમાં ઉડાવી નાખ્યું ? વ્યાપાર કર્યો હોત, નોકરી કરી હોત તો આ વખત આવત ? ચાલો હવે જે થનાર હતું તે થયું. गतं न शोचामि.

संतापात् भ्रस्यते रूपं संतापात् भ्रस्यते बलं
संतापात् भ्रस्यते ज्ञानं संतापात् व्याधी मृच्छति ॥

માટે વૃથા શોચ કરવો યોગ્ય નથી ! હજી હું ખંત કરીશ તો પુનઃ થોડા સમયમાં એજ સ્થિતી! અરે પણ હું સર્વ ભાન ભુલી માર્ગે વિચાર કરતો આમ ચાલ્યો જાઉછું તે મારી વિચાર–લીન મુદ્રા જોઇ લોકોએ વિવિધ કલ્પના કરી હશે ? કોઇએ મને ભ્રમિત ધાર્યો હશે ! પણ મારે લોકનું શું કામ છે ? હવે વિચાર કરતાં વધુ ચાલવું યોગ્ય નથી. સાડા બારનો સુમાર થયોછે; પોસ્ટ ઓફીસ નજદીક આવી પહોંચ્યો છું. અહીંઆંથી અધર વચથી પાછા ફરવું યોગ્ય નથી; માટે લાવ એક કાર્ડ ને કવર લઇ પાછો ફરૂં?" આમ વીચારતાં ધૈર્ય ને સત્ય અવલંબન કરવાના નિશ્ચય વાળો, સર્વને દુઃખના સમયમાં અનુકરણ યોગ્ય આપણી વાર્તાનો નાયક **સુમન** કાર્ડકવર લઇ પાછો

ર્યો. વિચાર ક્રમ પુનઃ આરંભાયો !

"હવે ક્યાં જવું ? કાકાને ત્યાં ? ના. ત્યાં મરણાં તે પણ નહીં. હવે તો સાસરે જવું ? ત્યાં આ વાત માનું કોઇને પણ કાંઇ કહેવું નહીં ? કુળનું કલંક અથવા તો છિદ્ર બહાર પ્રગટ કરનાર પુરૂપ મહા અધમ–પાપી છે. આજ અપવાસ કરવો પણ આ બાબત એક શબ્દ પણ ઉચ્ચારૂવો નહીં ! શું એટલી ઇંદ્રિય વશ્ય ન રહી શકે ? આજ જવું તો નક્કી–સાંજના ટ્રેનમાં ખાવા કરવાનું થઇ રહેશે ?" આમ વીચાર કરતો **સુમન** સાસરે આવી પહોંચ્યો.

* * * *

**સુમનલાલ**ના સસરા **ઇશ્વરદાસ** હમણાં જમીને **સુમન**ના વિચારમાં બેઠા હતા. **સુમન**ને જોતાં એમની આંખમાંથી અશ્રુબિંદુ ટપક્યાં ? "આવ ભાઇ બેસ" કહી બેસાડી પુનઃ બોલ્યા,

"તું પણ માહરી માફક સટ્ટામાં પાયમાલ થયો. તો પણ મારે કાંઇ દુ:ખ ન હતું ? માહરો પહેલાં **ગોવીંદનન્દન** કરીને એક મિત્ર હતો તેની પેઢીમાં **સુલોચના**ને નામે રૂ. ૫૦૦૦૦) મુકયા હતા. પણ

બંગાળી-પરદેશી તે કોણ જાણે ક્યાં ગયો. હાલ તેનો પત્તો નથી. હાલ મારી પાસ ચાર પાંચ હજાર રૂપીઆ સિવાય બીજું કાંઇ નથી! શહેરમાં સાખ નથી ને હાલ **ભરૂચ**માં વેપાર નથી?" આટલું બોલતાં ડોસાની આંખમાં પુનઃ પાણી આવ્યું!!

"એમાં વૃથા શોચ શું કરોછો? આપણું પ્રારબ્ધ એવું ત્યાં કોઇ શું કરે!" ઉતર મળ્યો.

"હા ભાઇ સત્યછે. પણ યાદ રાખજે પ્રારબ્ધ પર વિશ્વાસ રાખી બેસી રહીશ ના-હવે કંઇ રોજગારે લાગજે?"

"હાજી માહરો તેજ વીચાર છે! આળસુ બેસી રહું તેવો નથી. નવરા બેસી રહેવું મને બીલકુલ પસંદ નથી. આજ સાંજના **મુંબાઈ** જઇ ત્યાં નોકરીની તપાસ કરવા વીચાર છે. હિંદુસ્થાનનો વેપાર દિનપરદિન અધમ દશાને પહોંચતો જાય છે. કારણ લોકો નોકરીમાં જ નવ મહાનીધિ રહેલાં સમજે છે."

"હા. તાહરૂં કહેવું સત્ય છે! ઉત્તમ ખેતી તે કનિષ્ટ થઇ છે ને કનિષ્ટ નોકરી ઉત્તમ થઇ છે. આ સર્વ કાળની બલીહારી, અસ્તોદયનું ચક્ર!!!

"તમે આજનો દહાડો રહી જાવ! કાલે જજો!"

"નાજી. આજે જ માહરે જવું જોઇએ. ?"

**સુમન**નો જવાનો આગ્રહ જોઇ, **ઈશ્વરદાસ** કાંઇ વધુ બોલ્યા નહીં, ને **સુમન** જવાનો સામન તૈયાર કરવામાં પ્રવૃત થયો.



# પ્રકરણ ૫ મું.

## અજાણ્યાનો આશ્રય!

**"ભપકામાં ભરમાવે જનને, ધન હરવા ધૂતારા;**
**"સમજુ પણ સેજે નવ સમજે, ઠાઠ ઠગોના ન્યારા."**

સાડા પાંચનો સુમાર થયોછે, **સુમન** સ્ટેશનના પ્લેટફોર્મપર આંટા મારે છે. હૃદય અનેક વિચારોથી આવૃત થઇ રહ્યું છે. ક્ષણમાં એક વિચાર ઉદ્ભવેછે તો બીજીજ ક્ષણે તે વિચાર વિરામે છે; પુનઃ નુતન વિચાર આવે છે. આવો ક્રમ ચાલી રહ્યોછે. ઘડીમાં થતું કે બીજા વર્ગની ટીકીટ લેવી, વળી, ઘડીમાં એમ થતું કે બીજા વર્ગની ટીકીટ લેવી તે મારી હાલની સ્થિતીને યોગ્ય નથી. તૂર્ત ત્રીજા વર્ગની ટીકીટ લેવા વિચાર થતો. પણ આખર

કોઇ દિવસ ત્રીજા વર્ગમાં નહીં બેઠેલા ધનિક પુત્રનો તે વર્ગપરનો તિરસ્કાર ગયો નહીં. ટીકીટ ઓફીસ ખુલી. ટ્રેન આવવાનો 'સુચના-ઘંટ' વાગ્યો, **સુમને** બીજા વર્ગની ટીકીટ લીધી.

ગાડીમાં બેઠો ગાડી ઉપડી. **સુમન**ના ડબ્બામાં માત્ર એક અંગ્રેજ પ્રીજઇન્સેપકટર બેઠો હતો. તે ઘણી શાંત પ્રકૃતિનો હતો. તેને એકાંત વાસ પસંદ હતો; કારણ સહવાસનો પરિચય નહીં હોવાથી તેનો સ્વાદ ચાખ્યો નહોતો. તેનો સમય પુસ્તક વાંચવામાં રોકાયો હતો. **સુમન**નું વિચાર શૂન્ય હૃદય, કુદરત રૂપી સ્લેટપર શ્રી હસ્તે લખેલું સૃષ્ટિનું મન* વાંચવામાં પડયું હતું. પણ—

"કુસુમ, વૃક્ષ, સરિતા, ગિરિઓ નીચેના<br>"ને સૂર્ય, ચંદ્ર વળી તારક વ્યોમમાંના<br>"મૂળાક્ષરો લઇ અનુપમ * * રચેલી '[1]

* * * *

એ ભાષા ઉકેલવા જેટલું તેનું હૃદય કેળવાયલું

---

* 'Nature is not God; but nature is a tablet on which He writes His mind.' P. C. Mazumdar's 'The Spirit of God.' [1] અવલોકન.

નહોતું. કુદરતી દેખાવ નીરખી હૃદયમાં આનંદ થતો, પણ તે અભણના પુસ્તકદર્શન આનંદ જેવો હતો. સુરતના સ્ટેશન સૂધી આ ડબ્બામાં કોઇ પણ આવ્યું નહીં ને શાંતતા જળવાઇ રહી. સુરતના સ્ટેશને બ્રીજપન્સપેક્ટર ઉતર્યો ને **સુમનલાલ**થી બે ત્રણ વર્ષ મોટો છવીશ સતાવીશ વર્ષનો એક યુવાન આવી તેની પાસે બેઠો. થોડીક વાર પછી પચાસ બાવન વર્ષનો એક આધેઢ પુરૂષ પોતાની સ્ત્રી ને પુત્રી સહ આવી **સુમનલાલ**ની સામું બેઠો.

આ પુરૂષની પુત્રી સતરેક વર્ષની યુવતી દિસતી હતી પણ ખુબસુરતીમાં માત્ર સાધારણ પંક્તિની સ્ત્રી હતી. માં પણ દિકરી જેવી જ હતી. તેમણે કિમતી વસ્ત્રાલંકાર પહેર્યાં હતાં ને તેમની મુખ મુદ્રા તેમનો ધનમદ સ્પષ્ટ સુચવતી હતી. **સુમનલાલ**ની પાસે બેઠેલા યુવાનનો દાઠ બહુ ઇસ્કી હતો. મસ્તક વિદ્યાના પંડિતને સહેલાઇથી જણાય એવી રીતે વિદ્યામદની છાપ તેની મુખ મુદ્રાપર પડેલી હતી.

" ક્યાં જાઓ છો, શેઠ ? " પેલા ઇસ્કી યુવાને ઓળખાણ કરવાના હેતુથી **સુમન**ને પૂછ્યું.

"મુંબઇ."

"ચાલો. ઠેઠ લગીનો સંઘાત. આપને ક્યાં રહેવું?"

"સુરત."

"મુંબઇમાં કોઇ સગાં સંબંધીને ત્યાં કાંઇ કામ પ્રસંગે જતા હશો."

"નાજી. હું તો ત્યાં કાંઇ નોકરી ધંધે લાગવા જાઉ છું. મારૂં મુંબઇમાં કોઇ સગું સબંધી નથી. ત્યાં ઓળખાણ છે. જાથુને માટે ઓળખાણમાં પડી રહેવું યોગ્ય નહિં. કોઇ વીસીમાં જમવાનું રાખી રહેવા ઓરડી રાખીશું."

"શું કરવાને?" પેલા યુવાને કહ્યું, "મારે ને તમારે હવે ઠીક પડશે. ઠીક પ્રભુએ મેળવ્યા. હું પણ છડો છું, વીસીમાં જવું છે, ને એક ઓરડીમાં રહું છું. તમે પણ મારી જોડે જમજો ને મારી જોડે, રહેજો. આથી બેઉને પાંચ પૈસાનો ફાયદો થશે ને એકમેકની સંગતમાં ઠીક પડશે." એમ કહી **સુમન** તર્ફ ઊત્તર માટે જોયું.

"હું તમારો ઘણો આભાર માનું છું શેઠ! તમે મને મોટો ઊપકાર કર્યો! હજી આપણને ઓળખાણ

થયે કાંઇ વખત થયો નથી એટલામાં તો ઘરમાં આશ્રય આપવાની ઇચ્છા બતાવી એ આપના મનની મોટાઇ પ્રદર્શિત કરે છે."

"માણસ," વિદ્વત્તાનો ફાંકો રાખનાર યુવાન હવે બોલ્યો, "પોતાનામાં માણસના ગુણ હોવાથી માણસ કહેવાઇ શકે, નહિતર તે પશુથી પણ અધમા અજીત યોદ્ધા મહાન્ નથી પણ મનુષ્યગુણવિભુષિત માણસ મહાન્ છે. માણુસ થવું ઘણું કઠણ છે. વિવિધ પુસ્તકોરૂપી નાવોમાં આરૂઢ થઇ, જ્ઞાન પ્રદેશની વિવિધ વિષય સરિતાઓમાં ફરી, જેણે હૃદય કેળવ્યું છે તેણે સહેલાઇથી માણસાઇ મેળવી છે. સાક્ષરોરૂપી જ્ઞાન પ્રદેશના નાવિકોની ખુબી ન્યારી જ છે. તે પ્રદેશની હવા પણ ન્યારી જ છે. તેમની નાવોમાં બેસી અહર્નીશ ફરવાનું મન થયાં જ કરે છે. તેમનાં લખાણો વાંચી મનન કરવાનું મન ચહાય છે. મન તેથી કદી કંટાળતું નથી? મેં હમણાં ગુર્જર, આંગ્લ, ફારસી તથા આપણી નાગરિ બાષા સંસ્કૃતના સાક્ષરોના વચનોનો સંગ્રહ કરી 'શ્રી સાક્ષરવચનામૃત' એ નામનું પુસ્તક ટીકા તથા વિવેચન સાથ તૈયાર કર્યું છે. હાલતો માત્ર તેનું

પ્રથમ બિંદુ તૈયાર છે. મેં માત્ર સેકન્ડ ગ્રેડ પબ્લીક સર્વિસ પરિક્ષા પાસ કરી છે. ને તે સમયમાં મારા પિતાજી મરણ પામ્યા. અમારી સ્થિતી કાંઇ સારી ન હતી. મારા પિતાજીને માત્ર ત્રીસનો મહીનો મળતો તેમાં પાછો મને ભણાવવાનું એટલે મુંબઇમાં શું બચે ? મારી માનું તથા મારૂં પોષણ કરવાનું મારે માથે પડયું. કોઇ સગું વહાલું સંભાળ લે એવું ન હતું.ને ભણવાનું બંધ કર્યું. આ વખતે મારી ઓગણીશ વર્ષની વય હતી. જે મીલમાં પિતાજી નોકર હતા તે મીલમાં ગયો. સાહેબને મળ્યો. સાહેબ ભલો હતો તેણે મને પાછી પિતાજીની જ જગ્યા આપી. મને નાનપણથી જ પુસ્તક વાંચવાનો બહુ શોખ હતો. અત્યાર સુધીમાં તો મેં બહુ વાંચી નાખ્યું ! ઇંગ્રેજી પણ ઘણા નોવેલો ને એસેઝ; ગુજરાતીમાં તો પાર ન આવે તેટલાં પુસ્તકો ચાવી નાખ્યાં. હજી ચાવી ચાવી મનન કરેલાં તેમની સ્ટાઇલ મારા મગજમાં રમી રહી છે. તે સમયથી, સ્કુલ છોડયા પછી મેં લખવાનું શરૂ કર્યું ને સારા સારા ન્યુસો તથા માસિકોમાં મારાં લખાણો દાખલ થવા લાગ્યાં ને તેમાંનાં કેટલાંકે

મને પગાર બાંધી આપ્યો. આથી મેં મારી મીલની કૂતરાની નોકરી છોડી દીધી. લખાણની આખા મુંબઇમાં એટલી તારીફ થઇ રહી છે કે સર્વ મને '**ગૌરીશંકર સાક્ષર**'ના નામથી ઓળખે છે. અહા! પુસ્તકોની શું મહત્તા! વર્ડઝવર્થ કવી શું કહે છે!" કહી પ્રમાણુ બોલી બતાવ્યું. "ડો.સ્માઇલ્સ તથા સાઊધી પુસ્તકોની પ્રશંસામાં જે કહે છે તે ખરેખર યોગ્ય, અત્યુત્તમ, સર્વોત્કૃષ્ટ છે. શેઠજી વધુ શું કહું? નર્મદાશંકરનું કહેવું પણ યોગ્ય જ છે. હમણાં પુસ્તકોનું સ્મરણ થતાં જ કોઇ અલૌકીક આનંદ સુખનો અનુભવ થતો હોય એમ લાગે છે"

'સાક્ષરશ્રી **ગૌરિશંકર**' પોતાનું છટાદાર ને વિદ્વત્તા દર્શક ભાષણ આગળ ચલાવવા જતા હતા પણ એકાએક પાસે બેઠેલા **કૃષ્ણલાલ** શેઠની નાજુક પુત્રી નસકોરૂં ચડાવી પોતે જાણે ઘણી ખુબસુરત અને ધનિક હોય એવું મનમાં ગુમાન હોવાથી બોલી ઉઠી, "બા, મેં કહ્યુંજ હતું તો કે સેકન્ડ કલાસની કચકચ સાંભળતાં આપણું માથું દુ:ખી જશે માટે ફર્સ્ટ કલાસની ટીકીટ લો, પણ તમે ના

માન્યું ત્યારે હવે પસ્તાવ."

"**માણેક**" મા બોલી, "તને રાજી રાખવાને હમે તો સેકંડને બદલે ફરીસ્ટ કલાશની ટીકીટ બી લેતે? પણ સૌ મોભા પ્રમાણે સોભે, આપણે ફર્સ્ટ કલાસને લાયક સ્થિતિના નહિ."

આવો ઉત્તર સાંભળી **માણેક**ને ઘણો ગુસ્સો ચડયો. વળી વચમાં એના બાપ પણ બોલવા જતા હતા પણ તેમનો પગ દાબી બોલતા અટકાવ્યા. પોતે લક્ષાધિપતિ છે એમ જણાવવાના ઇરાદા વાળી આ છોકરી પોતાના ભોળા માબાપે પોતાની ખરી સ્થિતિ બ્હાર પાડી દીધી તેથી મનમાં ચિડાઇ, વળી વાત થતાં વધારે આડું ઉંધું વેતરાઇ જશે, એમ વિચારી તુર્તજ બીજી વાત કહાડી.

"હરગોવિંદ કાકાના પ્રસન્નમુખના લગ્નમાં બડી ધામધૂમ થશે કેની! જોવાની મઝા ઠીક પડશે? ચાર દિવસ તો નાચ થશે ને આઠ દિવસ સુધી વરો થશે? મુંબઇના બધા શેઠીઆઓ આવશે. એમણે ઠીક પેદા કર્યું છે. એમની આબરૂ ને માન કાંઇ મું-બઇમાં થોડાં છે? આપણે માટે બી સ્ટેશન પર બે

ઘોડાની ગાડી આવશે. નહીં? ત્યાં તો માંડવો બાંડ-
વો બાંધી આંગણું શણુગારી દીધું હશે !"

" એટલું બધું તો નહીં !" **કૃષ્ણલાલ** શેઠે (**ભા-
ણુક**ના વિચારમાં કહીએ તો) ભોળાઇથી ઓધો બા-
ળી દીધો. " હા—જરા ધામધુમ તો થશે. અત્યાર સુ-
ધીમાં દલાલીમાં પાંચ પૈસા પેદા કર્યા છે તે આવે
અવસરે નહિ ખરચે ત્યારે ક્યારે ખર્ચશે ? લગ્ન મ-
હોત્સવ કંઇ ફરી ફરી ઘડીએ ઘડીએ આવે છે?"

" નાજી. લગ્ન જેવા મહોત્સવ શું ?" સાક્ષર
શ્રી **ગૌરિશંકર** પોતાના વિદ્યામૃતનું પાન કરાવવા
તત્પર થયા. લગ્ન સ્ત્રી પુરૂષને પવિત્ર જોડનાર પવિત્ર
ગ્રંથી, એકમેકને સુખ દુ:ખમાં વિભાગી કરાવનાર
ગ્રંથી? જીવનનો મોટામાં મોટા ફેરફાર ! માણસને
ગૃહસ્થાશ્રમ રથમાં આરૂઢ કરી સંસાર ક્ષેત્રમાં રથ
ગમન કરાવવા સારથી બનાવનાર ?—જીવનનો જાણવા
જોગ બનાવ !-જીવનનો આનંદરૂપ બનાવ? "

આવી રીતે સાક્ષર શ્રી પોતાના ભાષણને બહુ
અસરકારક બનાવવા મોટા વક્તામાં ખપવા ઇચ્છતાં
જીવનનો, ને જીવનનો, એવાં પચાસેક વાકયો ઉમેર્યા

જતે પણ પેલા શેઠ ને તેમની પુત્રીના મનમાં આ વાતથી કંટાળો ઉપજતો હતો તેની છાપ મુખમુદ્રા પર અંકિત જોઇ પોતે વિરમ્યા ને ટુંકમાં પોતાનું ભાષણ પુરૂં કર્યું કે, "આનંદરૂપ ઉત્સવ? શેઠજી આનાથી અન્ય વધુ આનંદ ઉત્સવ નથી!"

આમ વિવિધ વાર્તા એક તર્ફ ચાલી રહી હતી ને અગ્નિરથ તો પોતાનું કામ કર્યો જતો હતો. વાર્તામાં ને વાર્તામાં આ પથિકોની મુસાફરીનો અંત આવ્યો—**ગ્રાન્ટરોડ**નું સ્ટેશન આવ્યું. પેલા શેઠનું કુટુંબ અહીં ઉતરવાનું હતું તેણે **સુમન** તથા **ગૌરિશંકરને** પોતાના ઠેકાણાંનો કાર્ડ આપી ત્યાં ફુરસદને વખતે આવવાનું કહી સલામ કરી રૂખસત લીધી—**ચર્નિરોડ**પર આપણા 'સાક્ષરશ્રી' ને **સુમનલાલ** ઉતર્યા. કયાં જવું અને શું કરવું એ આદિની **સુમન**ને સુજ પડતી નહોતી—તેનું મગજ ઠેકાણે હતું નહિ. તે હમણાં એવો તો વિચાર શુન્ય હતો કે એક શબ્દ પણ ઉચ્ચાર્યા વિના **ગૌરિશંકર**ની પાછળ ચાલવા માંડયું. —સ્ટેશન માંહેથી નીકળી મોટા રસ્તાઓપર થઇ અભાગી **સુમને** માર્ગ ક્રમણ કરવા માંડયો તે સમય

તેની પાસેથી એકેક અએ ઘોડાની તરેહ તરેહની ચારટા પસાર થતી તેથી તેના મનમાં પોતાની પૂર્વ સ્થિતીનું તૂર્ત સ્મરણ થતું અને એથી તેના મનમાં કેટલું દુઃખ થતું હશે અને મનમાં કેવા પ્રકારનો વિચાર તરંગ ચાલતો હશે તે લખવા કરતાં વિચારવું સહેલ છે.

પોતે હાલ ઘરબાર વિનાનો, સગાં સ્નેહી, સંબંધી વિનાનો નિરાધાર એક ત્રાહિતને આધારે માર્ગ ક્રમણ કર્યો જાય છે! તે ત્રાહિત–ગૌરિશંકર સારો અથવા લુચ્ચો માણસ છે તેની તેને બિલકુલ પણ ખબર નથી! તેને પોતે થોડા વખત થયાં જોયો છે, પરિચય પણ માત્ર થોડાજ વખતનો, તોપણ તેના વર્તનની તપાસ કર્યા વિના તેને શરણે જઇ રહ્યોછે!

---

## પ્રકરણ ૬ ઠું.

## ભોળો ભરમાયો.

'શું થયું કેવું થયું', કંઈ સમજમાં આવે નહીં.'

–મોહન ગુપ્ત.

અમાવાસ્યાની મધ્યરાત્રી, બ્લારકોટ માંહેની

ભુલેશ્વર મધ્યેની નજીસ ગલી, એટલે અન્ધકારની અ-
ન્ય સ્થળ કરતાં અત્ર અધિકતા! પણ આ કાળી રા-
ત્રીને મ્યુનિસીપાલીટીએ દિપકરૂપ આભુષણ પહેરાવી
પ્રકાશ કંઇક અંશે કરી દીધો હતો. આ સ્થળે એક
ગૃહના બીજા માળાના એક ભુવનમાં બે પુરૂષો બે-
ઠા બેઠા કાંઇ ધુસપુસ વાતો કરતા હતા. અહીં
પ્રકાશના અભાવે તે ઓળખી શકાતા નહોતા.

"મારૂં માનો તો નાંખો હવે શાસ્ત્ર બાસ્ત્ર, એ
સર્વ ઉપાધિ ખાડામાં." એમાંના એકે કહ્યું. "તૈયાર
થઇ જાવ. એ રસ્તો ઉત્તમ છે. બીજો એકે માર્ગ
નથી."

"તમે શું બોલોછો? મારી તો બુદ્ધિ બહેર
મારી જાયછે! એમ તે થાય! શું આપણને ઇશ્વરે
હાથ પગ નથી આપ્યા?—આપ્યા છે તો તેવડે
અન્યાયથી દ્રવ્ય ઉપાર્જન કરવું?"

"અન્યાય ને બન્યાય! ક્યારનો એક કલાક થયાં
માથું ફોડુંછું તોયે પથ્થર પણ પાણી!" ઘટી
કાયંત્રે સાડાબારનો એક ટકોરો માર્યો!

અહીં પાડેલો પુરૂષ બોલી ઉઠયો. "ચાલ હવે

ઉઠ બાપુ! વખત ભરાતો જાય છે! સોના જેવી તક હાથથી જાય છે! જો, સર્વત્ર શાંતિ છે!"

"મારા પગ આ કામમાં ઉપડતા નથી! મારાથી વખતે ઓડનું ચોડ થઇ જશે!"

"કાંઇ થતું નથી." ઉત્તર મળ્યો. "મારો પિત્તો ઉકળ્યો છે! આજે તમે મારા વચનનું ઉલંઘન કરશો તો પછી જોઇ લેજો! મહા વીપરીત્ત થશે! --પરિણામ સારૂં આવનાર નથી! મહેરબાની કરી મારી સાથે ચાલો, તમે કોઇ કામમાં ભાગ લેશો નહીં."

"પણ બારણાં બંધ હશે તો?"

"તેની સર્વે હીકમત હું જાણું છું! આજ તમે આ કામમાં મને સામેલ જોઇ વિસ્મય પામતા હશો, પણ મેં તો એનાથી એ કડણ બહુ કામો કર્યા છે."

"શું તમને એના ઘરની દરેક બાબતની માહેતી છે?"

"હા, બાપુ, હા. ત્વરીત મારી પાછળ ચાલ્યા આવો. નકામો વખત જાય છે."

બંન્ને પુરૂષ ચાલ્યા. એક દાદર ચઢી ત્રીજા માળના

એક ભુવનના તરફ ગયા. ભુવનનાં દ્વાર અમથાંજ વાસેલાં હતાં. પહેલો પુરૂષ અતિ પ્રસંન્ન થયો. તેણે ધીરેથી દ્વાર ખોલી અંદર પ્રવેશ કર્યો. ઉમર ઓળંગી માંહે પ્રવેશ કરતાં તેમને જમીન ઉપર કાંઇ ચીકણા પદાર્થનું સિંચન કર્યું હોય એમ લાગ્યું. અને જરા આગળ જતાં પેલા પહેલા પુરૂષના પગ કોઇ ભારી ચીજ સાથે અથડાયા. અંદર તો અંધારૂંજ હતું ?

"આ શું !" એમ મનમાં વિચારી પેલો પુરૂષ મનમાંજ બોલ્યો, "**રણછોડદાસ**નો પલંગ તો આ બાજુ પર રહ્યો !" પલંગને સ્પર્શ કરી જોયું તો ઉપર કોઇ હતું નહીં.

આ પુરૂષને આ રહસ્ય જાણી લેવાની ઈચ્છા થઇ ને તુર્ત તેણે, કોઈ પ્રસંગ પડે કામમાં લેવા સાથે રાખેલી દિવાસળી સળગાવી. તેના પ્રકાશથી જોયું–એક વૃદ્ધ પુરૂષ જમીન પર પડેલો, લોહીથી ભીંજાયલો, તેના હૃદયમાં જમૈયો ખાસેલો ને તેથી મરેલો !

આ કેવો દેખાવ ! અન્ધારૂં ભુવન ને તેમાં આ દેખાવ ! તે પણ વળી આવે પ્રસંગે ! પહેલા પુરૂષ-

ની આશા ધુળ ધાણી થઈ! એઓ સ્તબ્ધ થયા ને એકદમ કંપી ઉઠયા! એજ વખતે પહેલા માળના દાદરપર કોઈ ચઢતું સંભળાયું!

પેલો બીજો પુરૂષ જેને પેલો પહેલો પુરૂષ ધમકી આપી પોતાની સાથે લાવ્યો હતો તેને તો દાદર ઉપર ચઢતાં માણસનો આ ધ્વની સાંભળી, પોતેજ જાણે પેલા વૃદ્ધ પુરૂષનું ખુન કર્યું હોય ને પોતાનેજ કોઈ સરકારી માણસ પકડવા આવતું હોય એમ થયું ને તે ભુવનમાંથી બ્હાર નીકળી એક અન્ધારા ખૂણામાં છુપાયો.

આ આવનાર નવિન પુરૂષ કોણ? **રણછોડદાસ**—આ માળાના માલિક ને આ ભુવનમાં નિવાસ કરનાર! 'જય શ્રીજી બાવા, જય ગોવર્દ્ધન ગિરધારી' ઉચ્ચારતા શેઠશ્રી ત્વરાથી ઉપર આવ્યા. પેલા પુરૂષને ખૂણામાં ભરાયેલો દીઠો નહીં ને પોતે પોતાના ભુવનમાં ગયા! પેલો પહેલો પુરૂષ તો ક્યારનોએ અહીંઆંથી પોબારા ગણી ગયો હતો!—પોતે પોતાનાં ભુવનમાં જઈ કમાડ બંધ કરી જાણે આ બાબત વિષે કંઈ જાણતો ન હોય તેમ પથારીમાં પડયો

ને આ સઘળો ભાર પેલા બિચારા નિર્દોષને શીર મુકવા વિચાર બાંધ્યો !

આણી તર્ફ પેલો નિર્દોષ પોતાને ગુન્હેગાર સમજી ક્ષમણાં પોતાને **રણછોડદાસ** પકડશે એમ ખ્યાલ થતાં દાદર પાસેના ખૂણામાં સંતાયેલો તે શેઠના ઉપર આવી ઓરડામાં દાખલ થતાં ધીરે રહી દાદર ઉતરી આજુ બાજુનો લક્ષ માત્ર પણ તર્ક કર્યા વિના અન્ધારી રાત્રે દ્વાર ખોલી બ્હાર નીકળી નાઠો! આ ત્રાસજનક દેખાવ જોઇ તેની બુદ્ધિ બહેર મારી ગઇ હતી તેથી સાર અસાર સમજવાની બુદ્ધિ રહીત એક પશુની માફક માર્ગમાં દોડવા લાગ્યો.

માર્ગમાં પોલીસ મળતા પણ તેના વિખરાયલા કપડાં ને ખિન્નમુદ્રા જોઇ તેના કોઇ સ્વજન (સગાં સંબંધી) માં મોત થયું હશે એમ વિચારી કાંઇ પ્રશ્ન કર્યો નહીં. ભુલેશ્વર આખું પસાર કરી રહ્યા પછી તે જરા ધીરો પડ્યો ને માર્ગમાંના એક 'પબ્લીક' બાગમાં રાત્રિ નિર્ગમન કરવા ધાર્યું. બાગમાં એક બાંકપર બેઠા પછી તેનો જીવ શાંત પડ્યો ને મનમાં વિચાર ક્રમ શરૂ થયો.

" 'સંસાર સાર જગમાં નથી કહે છે!
" 'તોએ બધા કયમ વ્યથા વિષયે પડે છે!
" 'વિચાર આગમ ને નિગમના કરે તે
" 'શાન્તિસ્થ ચિત્ર નિજનું ભ્રમથી ભરે શે!!' "*

"ખરે, સંસારમાં કંઇ નથી. દુ:ખી સંસાર તે દુ:ખી જ છે! સંસાર એ મહાન્ દુ:ખનોજ સમુદ્ર છે! અહા, શું મારી સ્થિતી? કયાં મુંબઇ કમાવવા આવવું? આ શું થવું? **ગૌરિશંકર**ના સમાગમનું ફળ!–સારા નરસાનો વિચાર કર્યો વિના એનો આશ્રય લીધો તેનું ફળ!

"માસિક કહાડયું, પણ તેમાં ખોટ! નોકરી ન મેળવી! પહેલાં તો નોકરી પુષ્કળ હતી, પણ હાલતો તેથી ઉલટોજ ક્રમ નજરે પડે છે! કારણ નોકરી કરનારાઓની સંખ્યા વધારે છે; તેમાં વળી સર્વને પ્રથમ તો સરકારી નોકરી જ મળવી જોઇએ. આથી બિચારા ગ્રેજ્યુએટોનું મૂળ ઘટયું. તેમને બિચારાઓને કારકુન થવું પડયું!–તે પણ વળી કામ ચલાઉ! ને હાલતો વળી ઉમેદવારીએ કરવી

---

* વાર્તા વારિધી–અરવિન્દ.

પડે છે! આવે વખતે મારા જેવા અન્ડર ગ્રેજ્યુએટ્‌ના શા આશરા? પોસ્ટઑફીસમાં પણ જગ્યા ન મળી, ખાનગી વેપારીને ત્યાં પણ ન મળી!

"અરે, પણ આજનો બનાવ શું! મારી પાસે એક ફુટી બદામ પણ રહી નથી! થશે શું! પેલી બિચારી મારી રંક સ્ત્રીનો બાપ મરણ પામ્યો તેનો પત્ર આવ્યો, તેનો દિલાસાનો ઉત્તર લખવા ખર્ચ જેટલું પણ રહેવા ન દીધું. મને ફોલી ખાધો! હરિ! હરિ! સર્વમાં નિષ્ફળતા!

" એક ઉપાય છે. **કૃષ્ણલાલ** શેઠને ત્યાં જાઉં! એક દિવસ તો નીકળી જશે! ચારેકનો સુમાર થયો છે. એ લોકો તો મહાલક્ષ્મી નં. ૧૦૫ ના મકાનમાં રહે છે. લાવ કલાકેક ઉંઘી લઉં. જરાક થાક ઉતરે, નહીં તો ચહેરા ઉપરથી તેમને વળી કંઈ બીજો વહેમ જશે!"

પ્રિય વાંચનાર, તેં આ પુરૂષને ઓળખ્યો તો હશે!—એ તો આપણી નવલનો નાયક, કમલાગ્રજાનો ભોગ થઈ પડેલ **સુમન**!



## પ્રકરણ ૭ મું.

### સ્નેહ સત્કાર !

'આ ચન્દ્ર અસ્ત શિખરે ઉતરે છ આમે,
'બીજી દિશા તરફ સૂર્ય પ્રકાશ પામે;
'પૂર્વે કરે અરૂણને રથ અગ્ર ભાગે,
'એના થવે પ્રગટ લોક તમામ જાગે.
'બન્ને પદાર્થ અતિ તૈજસ એક કાળે,
'અસ્તોદયે જઈ ખરો ઉપદેશ આલે;
'જેવી દશા અમ તણી સુખ દુઃખ કેરી,
'દેખો છ તેમ ગણજો જનરે તમારી.'

—શકુન્તલા

( ઝ. ઉ. યાજ્ઞીક. )

પૂર્વ દિશામાં ક્ષિતીજમાં ( Horizon) પ્રકાશ ને અન્ધકારને ધાડું યુદ્ધ થતું હતું. પ્રકાશનો પ્રબલ સુવાન યોદ્ધા ઉન્હાળાનો પ્રભાકર, તેમાં વળી તે ખીલતી યુવાની ( પ્રાતઃકાળ ) ના મદથી પરિપૂર્ણ થયેલો ને તેના સૈન્યના વિરો પણ તેની જ વયના એટલે ત્વરાથી અન્ધકારનો પરાજય થયો—પ્રકાશનો વિજય થયો ! પ્રાતઃકાળનો મંદ મંદ શીતળ વાયુ વાવા

લાગ્યો ને મનુષ્યોને મીઠી ગુલાબી ઉંઘ ઘેરવા લાગી. પણ શ્રી 'મોહમયીની' મુમ્બાપુરીના ઉદ્યોગી મનુષ્યો તો નિંદ્રાનો ત્યાગ કરી પોતપોતાના કાર્યમાં પ્રવૃત થવાની તૈયારી કરી રહ્યાં છે. પૂર્વોક્ત (ગતઃ-પ્રકરણના) બાગમાં પુષ્પોની સુવાસ પ્રસરી રહી છે! ત્યાં પક્ષીઓ મધુર ગાન કરતાં નૃત્ય કરી રહ્યાં છે! આસપાસની મસજીદોમાં નિમાજ પઢતા ઇસ્લામીઓની બાંગોના અને વૈષ્નવ મંદિરોમાં થતા મંગલાના દર્શનના ઘંટનાદનો ધ્વની ઇશ્વિર પ્રતિ વૃત્તિ વહેવરાવી તેના યશનું ગાન કરાવવા પ્રેરી રહ્યો છે!

જોતજોતામાં ચોર પિશાચ ઇત્યાદિને ભયરૂપ, પશુ, પંખી તથા મનુષ્યોને આનંદરૂપ, સરોવરોના કમલોને ખિલાવનાર, ચક્રવાકના વિરહાગ્નિને સમાવનાર અને ભગવતિ ગાયત્રી જેનો મહિમા ગાય છે એવા શ્રી સૂર્ય ભગવાન્ રથ આરૂઢ થયા ને અરૂણ રથને ત્વરાથી ઉદયાચલ ગિરી પર ચઢાવવા લાગ્યા.

**સુમનલાલ** જાગ્રત થયો, પણ દુઃખી મનુષ્યને પ્રાતઃકાલની રમણીયતામાં કિંચિત્ પણ આનંદનો ભાસ થયો નહીં. રોગીને તો શાકેર કડવીજ લાગે

તેમ દુઃખીને તો આનંદજનક વસ્તુઓ જોઇ દુઃખનું ફરી સ્મરણ થાયછે, કાંઇ દુઃખ નિવારણ થતું નથી.

"ચાલો હવે **કૃષ્ણુલાલ** શેઠને ત્યાં જાઉં," માળી પાસેથી દાતણ લઇ દંતધાવન કરી મોં ધોઇ **સુમનલાલ** મનમાં બોલ્યો. "હજી તો છ વાગ્યા છે, અત્યારમાં જઇશ તો તે કઢંગું તો લાગશેજ! પણ હવે બીજો રસ્તો નથી. આ શહેરમાં મને બીજું કોઇ ઓળખતું નથી. પિતાજીની ઓળખાણ છે!— પણ તે મોટા વેપારી સાથે; ત્યાં આવી સ્થિતીમાં જવું યોગ્ય નહીં. માટે **કૃષ્ણુલાલ** શેઠને ત્યાંજ ઘર પુછતો જાઉં!"

એતો કુદરતી નિયમજ છે કે જે માણસો એકાએક ધનવાન થાય છે ને જો એમના હૃદયમાં સદ્ગુણોનો શીક્કો પડયો નથી ને દ્રવ્યનો ખરો ઉપયોગ જાણતા નથી તેઓ ધનમદથી છકી જાય છે! **કૃષ્ણુલાલ** શેઠ જો કે વૃદ્ધાવસ્થાને પહોંચેલા હતા તો પણ તેમના ચહેરા પરથી ધનમદની છાપ હજી ભુસાઇ નહોતી, અને એમનું આખું કુટુંબ પોતાના સમાન ધનિક અને ડહાપણથી ભરેલું બીજું અન્ય

કોઈ ન હોય એવું વર્તન વ્યવહારમાં રાખતું !

એમનું ઘર બ્હારથી રોનકદાર અને મોટું હતું. શેઠના દિવાનખાનામાં જવાના દાદરનું બારણું તો હજી ખુલ્લું નહોતું. બ્હાર ઓટલા પર એક ડોશી કચરો કહાડતી હતી. **સુમને** આ વૃદ્ધાને શેઠને માટે પુછ્યું. તેણે કહ્યું કે, " શેઠ તો હજી ઉઠયા નથી." ત્યાં આવેલા અતિથીને કંઇ આવકાર મળ્યો નહીં. " શું કરવું ? પાંછા જવું ? " તે બાબતના પ્રશ્નો મનમાં ઉઠવા લાગ્યા.

મને ઉત્તર દીધો, " ના જવું. એમના ઉઠતાં સુધી અહીં બેસવાની યોજના કરવી. "

" કંઈ નહીં." **સુમને** વિચારી તુર્ત કહ્યું, "મારે તો એમને મળવુંજ છે એટલે એમના ઉઠતાં સુધી બેસીશ. "

અંતે પેલી વૃદ્ધા ફફડતી ચટકતી સાવરણી મુકી માળ ઉપર લઇ ગઇ અને એક ઓરડાનું બારણું ઉઘાડી આપી માંહે બેસાડયો. આ ઓરડો શેઠના બેસવા ઉઠવાના ઓરડા તરીકે વપરાતો હોય એમ ત્યાંના ફર્નીચર પરથી માલમ પડતું હતું. અહીં

**સુમનલાલ**ને ઘણી વાર સુધી તપવું પડયું !

પ્રિય વાંચનાર, તું એમ કહેશે કે "'તપવું પડયું' એ શબ્દો આ સ્થળે અયોગ્ય છે" તો તારૂં કહેવું વ્યાજબી છે; કારણ **સુમન**ને તો ગમે તેમ કરીને વખત કહાડવો હતો. જો **કૃષ્ણલાલ** શેઠ વહેલા ઉઠે તો થોડીવારમાં ત્યાંથી નીકળી શહેરમાં ફરી બટકવું પડે ! આખરે આઠેકનો સુમાર થયો એટલે શેઠ દાતણ પાણી કરી ઓરડામાં આવ્યા.

"માફ કરજો શેઠ." પ્રવેશ કરતા બોલ્યા, "તમારે બેસી રહેવું પડયું. શું મારા ભાઇ છેકજ મોટા લોક કે શું ? છેક આટલે દહાડે દર્શન દીધાં ? વારૂ, પણ આપણા સાક્ષર શ્રી **ગૌરિશંકર** ક્યાં છે?"

"માફ કરજોજી." ફીક્કે ચહેરે હસીને કહ્યું. "આવે વખતે તમે કહેશો કે મળવા આવ્યો. પણ સહવારના મહાલક્ષ્મી તર્ફ ફરવા આવ્યો હતો ત્યારે થયું કે લાવની મળતો જાઉં. **ગૌરિશંકરભાઇ** તો હું ઘરથી નીકળ્યો તે વખતે ઉંઘતા હતા."

"ભલે આવ્યા ઘર તમારૂંજ છે." શેઠે મેજબાન (Host) ના સ્વરે કહ્યું. "હવે તો ચાય પીનેજ જજો !"

આજ ક્ષણે નોકરે આવી કહ્યું, "ચાય તૈયાર થઇ છે સાહેબ!"

**સુમનલાલ**ને તેડી શેઠ ચા પીવાના ઓરડામાં ગયા. અહીં એક ચટાઇ પર નાસ્તાની રકાબીઓ તથા ચાના પ્યાલા મુક્યા હતા. ત્યાં એક બાજુ મું-બાઇગરા અંગ્રેજી સુધારાનું ડોળ ઘાલનારા શેઠના જમાઇ બેઠા હતા ને બીજી બાજુ શેઠાણી ને છોકરી બેઠાં હતાં. શેઠે પોતાના જમાઇને **સુમન**નો કરૂણાજ-નક ઇતિહાસ ટુંકમાં કહી સંભળાવ્યો ને નાસ્તો ક-રવો સૌએ શરૂ કર્યો.

"**સુમનલાલ**નો ચહેરો પહેલાં કરતાં બદલાઇ ગયો છે, શરીર પણ સુકાયું છે." શેઠાણી બોલ્યાં.

"દુ:ખ માણસને શું નથી કરતું?" શેઠ તથા **સુમન** તર્ફ નજર ફેરવી પોતાની હોંશીઆરી જણા-વવા જમાઇ બોલ્યા. "સ્કોટ કવીએ આનું અદ્‌ભૂત ચિત્ર આપ્યું છે. એની 'માર્મિયનમાં' ડેવીલટન સા-ધુ થયેલો છે ને તેણે માર્મિયનના અગવા–guide તરીકેનું કામ કરવાની ઇચ્છા બતાવી તે વખતે સ્કોટ કવિ લખે છે કે, 'તે પાતળું શરીર બહુ શ્રમથી

સુકાઇ ગયું હતું ! તેના ગાલમાં ખાડા પડ્યા હતા, અને જ્યારે તે હસવા પ્રયત્ન કરતો ત્યારે તેની આંખોના ડોળા ભયંકર દિસંતા. ગરીબ પ્રાણી ! એની મા જેણે એને જન્મ આપ્યો તે પણ જો આ વખતે હાજર હોય તો તેના ફીક્કા ચહેરા ને સૂરજના તાપથી ભુખરા થયેલા વાળને લીધે તેને ઓળખી શકે નહીં કે આ મારો છોકરો છે !' વળી ભય, તંગી અને મુસાફરીનું વર્ણન કરતાં કહે છે કે, 'ભય, લાંબી મુસાફરી, તંગી અને દુઃખ ઓળખીતા અને જાણીતા ચહેરા બદલી નાંખે છે;—કારણ કે ત્રાસદાયક ભય વખતને પણ થપ્પડ મારી આગળ વધે છે ! વાળને એકદમ સફેદ કરી દે છે ! બહુ મહેનત રૂપ ને રંગ બગાડી નાંખે છે! તંગી આંખનું તેજ ઘટાડે છે ! નિરાશા જેટલા ચહેરા પર ઉંડા ખાડા પાડવા વૃદ્ધતા ખુદ પણ સમર્થ નથી ! ' "

" હા, ખરે એમજ છે. તમારૂં કહેવું યથાયોગ્ય પ્રમાણ સાથે છે. શું આપણામાં કહેવત નથી કે ચિંતા એ ચિતા કરતાં પણ વધારે છે—એક નિર્જીવને બાળે છે જ્યારે બીજી સજીવ (જીવતાં) ને બાળે છે."

નાસ્તો કરતાં આવી વાત કરી રહ્યાં છે તેવામાં શેઠના એક પરિચિત યુવકે ત્યાં પ્રવેશ કર્યો. આ યુવક ઘરમાં હંમેશનો આવતો જતો હતો એટલે મશ્કરી ઠઠ્ઠાથી મિશ્રિત આદર સત્કાર પામી **સુમનલાલ**ની સાથે પોતે ઓળખ કરી સૌ સાથે નાસ્તો કરવા બેઠો.

" શેઠ, ત્યારે તમે ભુલેશ્વરમાં રહો છો ત્યારે અત્યારના ત્યાંથીજ આવતા હશો ! " પેલા નવા આવનાર **વિદ્યાશંકરે સુમન**ને પુછ્યું. "ત્યારે તો પેલી વાત તમે સૌને કહીજ હશે ! "

"શું કોટની વાત ? " **કૃષ્ણલાલે** આશ્ચર્યતાથી પ્રશ્ન કર્યો.

" અરે, કોટમાં તો કાલ રાતના ખુન થયું છે, તેની જબરી તપાસ ચાલે છે." **વિદ્યાશંકરે** પહેલાં વાતનો ગલ લઇ પછી કહ્યું. **સુમન** ચુપ ચાપ બેસી રહ્યો હતો તેનું મોં આ શબ્દો સાંભળી વધારે ને વધારે ફીકકું પડી જવા લાગ્યું.

" ખુન ! " સર્વે એકી વખતે બોલી ઉઠયા.

"હા." ઉત્તર મળ્યો. " કોઇ **રણછોડદાસ**શે-

ઠનો ભુલેશ્વરમાં માળો છે. તેમાં ગઇ કાલેજ કોઇ નવું ભાડુત આવ્યું હતું તેનું રાત્રે ખુન કરી તેજ ઘરમાં રહતો એક યુવાન નહાસી ગયો છે.”

“એ હરામખોર ફાંસીએ જાય!” શેઠના વ૮-ભાઇએ કહ્યું.

“પણ તે મુઓનું નામ નિશાન!” શેઠે આતુરતાથી પુછ્યું.

“નામ ને નિશાન!—નથી તેનું હજી માલમ પડ્યું કે મરનારનું એ!”

અહિ **વિદ્યાશંકર**ની નજર **સુમન** પર પડી ને તે એકદમ બોલી ઉઠયો, “પણ આ તમારા **સુમનલાલ**ને શું થયું?”

સૌની નજર **સુમન**પર પડી!—ખરેખર તે પાણી પાણી થઇ ગયો હતો! તેણેજ જાણે ખુન કર્યું હોય એમ તેની મુખ મુદ્રા સુચવતી હતી! **સુમન** બહુ ગભરાટમાં પડ્યો!—તોપણ તેને પોતાના બચાવમાં કાંઇ શબ્દો કુહેવા તેના હૃદયમાં સ્ફુર્યા.

“નહીરે, કાંઇ નહીં! એતો હું ઘણે દૂરથી ચાલીને સવારમાં આવ્યો તેનો થાક ને હમણાં ભાઇએ

સ્કોટ્‌ના શબ્દો કહ્યા તેથી મન સહજ દુખાતાં મારી સ્થિતિ મને સાંભરી અને એકાએક આ ફેરફાર થયો !" અને આજ ક્ષણે દાદરપર ચઢતા મનુષ્યના પગલાંથી થતો ધ્વની સંભળાયો !–એકદમ બે સિપાઇ ને એક યુરોપીયન હેડ્ કોન્સ્ટેબલ ઉમ્મરમાં આવી ઉભા ! સર્વ આભાજ બની ગયાં !–**કૃષ્ણલાલ**ની છોકરી તથા સ્ત્રી તો આભાજ થઇ રહ્યાં અને **કૃષ્ણલાલ** એક આબરૂદાર ગૃહસ્થના ઘરમાં એકદમ પ્રવેશ કરવાનો "Right question'ભાંગા તુટા અંગ્રેજીમાં કરી રહ્યા.

કોન્સ્ટેબલે ટુંકમાંજ ઉત્તર આપ્યો. "કાલે રાતના બ્હારકોટમાં ભુલેશ્વરમાં ખુન થયું છે ને તેનો ધારવામાં આવતો ખુની તપાસ કરતાં એમ જણાયું કે મહાલક્ષ્મી તર્ફ આવ્યો છે ને તે પછી તે તમારા ઘરમાં આવેલો સાબીત થયો છે."

"But, oh! mr. Constable!" **કૃષ્ણલાલ** રોષથી બોલવા લાગ્યા. આ સમયે **સુમન**ના મનની સ્થિતી કેવી હશે તે કલ્પવાનું કામ હમે તો વાંચકનેજ સોંપીએ છીએ કારણ તેમ કરવાનો હમણાં

અમને વખત નથી ! " You commit a great mistake there in ! How is it possible for the murderer to come into our house ! We all are members of the same family and this man is our intimate friend Mr. Sumanlal who has come early in the morning from the Bahar Kot." **સુમન** તરફ આંગળી કરી કહ્યું.

" Oh ! then we have performed our task very easily and smoothly. We are ordered to fetter Sumanlal coming from the Bahar Kot, so he is the very man we wanted." કહી બિચારા **સુમનને** સિપાઇને હુકમ કરી કેદ કરાવ્યો.

**સુમનલાલને** કેદ પકડેલો જોઇ સૌ તો દંગજ થઇ ગયાં, ને **કૃષ્ણુલાલ** શેઠ કોન્સટેબલ આગળ 'intimate friend' તરીકે જણાવવાને માટે હવે શરમાઇને પસ્તાવવા લાગ્યા.

" આવો ડામીસ 'intimate friend' !

સાળાએ બદનામ કર્યા !" શેઠના જમાઇ ગુસ્સામાં બોલ્યા. "એના બદલાતા ચહેરાપરના રંગનું કારણ જ આ ! મેં એની બાબતમાં નકામા સ્કૉટ્ના શબ્દો quote ( ટાંકવું ) કર્યા. **વિદ્યાશંકર**, તમે ઠીક મારૂં કર્યું હતું !"

"હા, જુઓની. એ વાત ચાલતી હતી ત્યારે કેવો થઇ ગયો હતો ? એ સાળાને હવે ફાંસીનીજ સજા થશે ! એને તો એજ યોગ્ય ! એણે શું કર્યું તેતો જુઓ ! ખુન કરી રાતની રાત કંઇ છુપાઈ રહી સવારના પહોરમાં ભુલેશ્વરથી છેક અહીં આવ્યો ! શું સાળાએ કેવી અક્કલ વાપરી ! કાકા બહુજ ભોળા તો ? સૌને પોતાના જેવાજ ગણે ! માત્ર ગાડીમાં થયેલી ઓળખાણ ! કેમ જાણ્યું કે એણે અમને કહેલું વૃતાન્ત ખરૂંજ હશે ! મોટા લક્ષાધિપતિનો પુત્ર તે તે વળી આવા અજાણ્યાનું શું કરવા ખુન કરે ! તેની પાસે માલ પાણી હોય તે લેવા !"

આમ વિવિધ વાર્તા ચાલી રહી છે ને **સુમનને** કેદ પકડી સિપાઇઓ લઇ ગયા.

# પ્રકરણ ૮ મું.

## કારાગૃહમાં।

" હરિને હાથ સૌ રહેછે, વૃદ્ધિ ને હાની સૌ હરિને
હાથ રહેછે."

મૂળદાસ.

**સુમનલાલ**ને તૂર્ત કેદખાનામાં પુરવામાં આવ્યો અને બપોરના તેની મેજીસ્ટ્રેટ આગળ તપાસ થઇ. તેનો નાપાક શત્રુ, તેને પાપને હોમનાર, તેના પર દુઃખની વૃદ્ધિ કરનાર—તેનું દ્રવ્ય નીચોવી લેનાર, નરાધમ 'સાક્ષરશ્રી' **ગૌરિશંકરે** પોતાનું પાપ છુપાવવા તેની વિરૂદ્ધ સાક્ષી પૂરી. તેણે પોતાની સાક્ષીમાં સ્પષ્ટ જણાવ્યું કે "હું ને **સુમનલાલ રણછોડદાસ** શેઠના માળામાં રહીએ છીએ. અમે એ એકજ ઓરડીમાં એકઠા રહીએ છીએ. ગઇ રાતના બાર વાગ્યા તોપણ **સુમનલાલ** આવ્યો નહીં ત્યારે મેં ધાર્યું કે ઉપર **રણછોડદાસ** પાસે બેઠો હશે. હું મારી મેળે પુસ્તક વાંચ્યા કરતો હતો તે બહુ રાહ જોઇ પણ ન આવ્યો એટલે હું મારી પથારીમાં ઉંઘવા સુતો. પથારીમાં સુતાં સુતાંએ મને એનાજ વિચાર આવતા હતા.

સાડાબાર વાગ્યા ને એકનો સુમાર થયો તોએ એ તો આવ્યોજ નહીં ને એ દરમ્યાન મને **રણછોડદાસે** બુમ પાડી ઉઠાડયો ને મારી કને દિવાસળી માગી. મેં એમને પુછ્યું કે "**સુમનલાલ** તમારી ઓરડીમાં છે?" ત્યારે એમણે ના કહી ને કહ્યું કે હુંજ હમણાં બ્હારથી આવું છું. મારી કને દિવાસળીઓ થઈ રહીછે ને ઉપર તો અન્ધારૂં હશે! મેં કહ્યું, 'કયમ્ આજ આટલા બધા મોડા! વાહ, કયમ ભૂલી જાવછો? ઉપર પેલા નવા આ વ્યા છે તે તો સૂતા હશેને, એટલે દિવો બળતોજે હશે?' એમણે કહ્યું, 'બરાબર હુંતો ભુલીજ ગયો. આજ **વ્રજવલ્લભદાસ** શેઠને ત્યાં કથા હતી ને આજ સાંજે ત્યાં જઈ પહોંચેલો તે તેમણે ત્યાંજ આગ્રહ કરી રાખી પાડી ત્યાંજ જમાડયો ને જરા વાર વાત ચીત કરી એટલે આટલું બધું મોડું થઈ ગયું?' એમણે ઉપર જઈ બુમ પાડી કે,'**ગૌરિશંકરભાઇ** જરા ઉપરે આવો ને, દિવો લાવો, અહિંઆ તો દિવો હોલવી નાં-ખેલો જણાયછે. હું આ શબ્દો સાંભળતાં ઉપર ગયો ને ઉપર જઈ માહે દિવાથી જોતાં જણાયું કે ઓર-ડીના બારણાં ખુલ્લાં હતાં ને જમીન પર લોહીના છાંટા

પડેલા હતા. નવા આવેલા શેઠ શ્રી **ગોવિંદનન્દન** ભોંય પર ચત્તાપાટ પડેલા હતા ને તેમના હ્રદયમાં એક નાની કટાર્ ભોંકેલી હતી. આ દેખાવ જોઇ અમે બેઉ જણ ત્યાંથી ઉઠયા ને તૂર્ત બુમરાણ કરી માળીના બધા માણસોને એકઠા કર્યા ને પછી પોલીસને વાત જાહેર કરી."

આવી સાક્ષી, **રણછોડદાસ**ને જીંદગીના જોખમમાં ઉતરવું પડશે એમ સમજાવી મનમાં ગોઠવી રાખેલી તે મેજીસ્ટ્રેટ સન્મુખ રજુ કરી. બીજા કેટલાક માળાવાળાઓએ એને (**સુમન**ને) નીચે ઉતરી એ વખતે જાતો જોયેલો તેની પણ સાક્ષી પૂરી; આથી બિચારો કેવળ નિર્દોષ, નિરાધાર—જેનો કોઈ સાક્ષી ન હોતો, જેનો બચાવ કરનાર કોઇ વકીલ નહોતો, તેનો કેસ સેશન્સ કમીટ થયો ને તેને ફરી કારાગૃહમાં પૂર્યો !

આ સમયની **સુમન**ની સ્થિતી તથા વિચારનો વાંચનાર તુંજ વિચાર કર ? તે જાણેછે કે, હવે મારે માથે મોત ઘુમી રહ્યું છે ! હું નાહક નિર્દોષ માર્યો જવાનો ! તે વળી એ કલંકિત મોતે મરવાનું ! હુ ફાંસીને

લાકડે લટકીશ. મારે બચવાનો એકકે રસ્તો નથી! મને બચાવનાર કોઈ નથી. આ વિચાર આવતાં તેને પોતાની શાણી સ્ત્રીનો વિચાર આવતો ને તેના મનમાં થતું કે, જ્યારે તેનો બાપ મરણ પામ્યો છે ત્યારે મારા મરણ પછી તેનું કોણ પોષણ કરશે? એ બિચારી શારીતે દહાડા કહાડશે? મને ફાંસી સિવાય બીજી એકકે સજા મળનાર નથી? તે વારંવાર નિશ્વાસ મુકી કહેતો કે, 'વગર વિચારે, માણસની પરિક્ષા કર્યા વિના તેની દોસ્તી કર્યાનું આ ફળછે!'

આ આદિ વિચારો અન્ધારા ઓરડામાં સડતા પૂર્વે લક્ષાધિપતિના પુત્રના મનમાં આવતા ને તે અતિ ઉષ્ણ નિશ્વાસો રાતદિન મુકતો!

---

## પ્રકરણ ૯ મું.

### હર્ષ ને તેનું છેદન.

"ઈશ્વરની ગતિ કળી ન શકે કોઈ,આશાનો મહેલ ઉંચોઅતિરે,
"ભવિષ્ય ભુલવણીનો ભેદ સમજવા,ન ચાલેમનુષ્યતણીમતિરે"

મહાસુખ.

સાયંકાળને સમયે મુંબઇમાં ભુલેશ્વર મધ્યે, અનંત રૂષીની વાડીમાં નજીકના બંગલામાં પ્રધાનખંડમાં, કોઇ બે યુવકો વાર્તા કરી રહ્યા છે. બન્નેની મુખમુદ્રા હર્ષવેષ્ટિત તેમનું હૃદય પ્રદર્શીત કરતી હતી. આમાંના એકનું શરીર હૃષ્ટપુષ્ટ સુન્દર બાંધણીનું હતું. પણ બીજાનું શરીર જોતાં તો,

" પણ એનું સુન્દર આખું શરીર જો, ઘસાયું
શ્રમ–દુઃખના ભારથી,
" એના લોહીઆળા તાજા ગાલજો, દીસે
ફીક્કા હરિ હરિ ! "

આ સ્ફોટના વાકયો મુખમાંથી સહસા નીકળી પડે છે. ચાલો આપણે આ બે પુરૂષ વચ્ચે થતી વાતો શ્રવણ કરીએ.

" તમે અહીં આવ્યા ને બે મહિનામાં એક દિવસ પણ મને મોં સરખુંએ ન બતાવ્યું એ બહુ મોટી ભુલ કરી. શું મને ત્રાહીત માણસ ગણતા હતા? બીજું સગપણ તો ઉઠી ગયું પણ એક નાતના તો ખરા ! " કહી વકતાએ સ્મીત હાસ્ય કર્યું.

" ના. ના. મારા મનમાં કાંઇ એવું હતું નહીં.

કોણ જાણે શું હશે કે તે દીવસે મારી બુદ્ધિ બહેર મારી ગઇ ને હું અજાણ્યા, અપરીચિતની સાથે ચાલ્યો ગયો." બીજાએ ઉત્તર આપ્યો.

"એતો તમે નથી જોયા મુંબઇના ભામટાઓનો સપાટા. એ–કહોની કે આટલામાંજ પત્યું ? એતો હરિએ સૌ સારાં વાનાં કર્યાં. બ્હેનનો ભરૂચથી તાર આવ્યો ને મેં ન્યુસમાં વાંચ્યું ત્યારે ખબર પડી. **ગોવિંદનન્દન** પણ આત્મઘાત કરતી વખતે ઠીક કરી ગયા. પત્ર લખ્યો એ ઠીક કર્યું. એ બિચારાએ પોતાના ખાસ મિત્ર......નો વિશ્વાસઘાત કરી **બંગાલ** તર્ફ જઇ જુદે નામે પેઢીઓ કહાડી હતી. બહુ દ્રવ્ય સંપાદન કર્યું પણ આખર પોતાની અન્ય લોકમાં શી સ્થિતી થશે તેનો વિચાર થતાં, પોતાની આખી જીંદગી લોકોના ગળાં રેંશી રેંશી દ્રવ્ય મેળવ્યું તેનો પશ્ચાતાપ કરતાં કરતાં દેહ ત્યાગ કર્યો ! ઇશ્વર તમને હવે સાનુકુળ છે. એણે સાઠ હજારને બદલે એક લાખ રૂપીઆની હુંડી કરી આપી છે. લ્યો જુઓ પત્ર," કહી ગજવામાંથી કહાડી આપ્યો. "એ તો તમારે જીવ રક્ષક ને પુનર્જન્મ આપનાર નિર્જીવ પિતા છે.""

**સુમનલાલે** પત્ર વાંચવા માંડયો,

"અં. શો. ચી. બ્હેન સુલોચના,–

આજ વીશ વર્ષે ઉત્તર ને પૂર્વ હિંદુસ્તાન તરફથી હું પાછો ફરૂં છું. તારા પિતાશ્રી ને મારા પૂર્વના દિલજાન મિત્ર.....મર્ણ પામ્યા છે એ ખબર મને મળી છે. તું મને આ પત્ર પરથી કદાચ ઓળખશે પણ નહિં. પણ હું ધારૂં છું કે તને તારા પિતાજીએ મારા વિષે કોઇ દીવસ પણ કાંઇ કહ્યું હશે ને તેથી હું તને જણાવું છું કે તારા પિતાજી જે વિશ્વાસઘાતી મિત્ર વિષે વાત કરતા હતા તે હું જ–તારી દોલત ને સુખનો ચોર. તારા મર્હુમ પિતાએ મારી મુંબઈ ખાતેની પેઢીમાં રૂ. ૬૦૦૦૦)તારે નામે મુકયા હતા. પણ એકાએક મને ધંધામાં ખોટ જવાથી હું મુંબઈથી આજ વીશ વર્ષ થયાં ઉત્તર હિંદુસ્તાનમાં નાસી ગયો હતો. બંગાલામાં તથા ઉત્તર તર્ફના મોટા શહેરોમાં મારૂં નામ બદલી હું વ્યાપાર કરવા લાગ્યો, ને દગલબાજી ને લુચ્ચાઇ વડે ઘણું ધન સંપાદન કર્યું. હું દેશોદેશ ફર્યો પણ કોઇ જગાએ મારા જીવને શાંતિ જણાઇ નહિં. દુષ્કર્મોના ભારને લીધે મેં વીશ વર્ષમાં પુરા વીશ માસ પણ જીવ સંતોષીને સુખ જોયું નથી. મારી જીંદગી મને એટલી દુ:ખદાયક, કંટાળાથી ભરેલી થઇ પડી કે, એક તર્ફથી



હું મારી હયાતી જાહેર કરવાને ભય પામતો, ત્યારે બીજી તરફથી હીણભાગીએ સ્વેચ્છાથી આ છુપી જીંદગીને માટે હોરી લીધેલા સ્વદેશ ત્યાગને માટે પશ્ચાતાપ થતો. એવી રીતે અનેક દુઃખોમાં વીશ વર્ષ કહાડયાં છે, ને હજી હું જીવતો છું. પણ હવે પાપનો ભાર મારાથી સહેવાતો નથી, ને આવી કંગાલ જીંદગીમાં જીવીને ઘસડાયા કરવું મને અતિ ત્રાસદાયક લાગે છે. હું સુરત મારી સ્વભૂમીમાં આવવાજ મુંબઇ આવ્યો છું. પણ આ દુષ્ટના પાપોથી મારી માતા, જ્યાં જન્મ પામ્યો, પણ જેના ઉદયસાધનમાં એક પણ કોડી ખરચી નથી, તેથી આવી, વૃથા તેને ભારે, ત્યા દેહ પાડવામાં મારી ઈચ્છા નથી, એ સર્વ સંતાપ ને દુઃખનો છેડો તો હું અહીંઆંજ લાવીશ. આ પત્ર હું તને બહારકોટમાં ભુલેશ્વર નજીક આવેલા એક ઘરના એકાંત ઓરડામાંથી લખું છું ને તને તારી ચોરેલી રકમ પાછી સોંપી આથી સંતોષ પામું છું. આ રૂપીઆ તેમાં બીજા ૪૦,૦૦૦) વધારે મળી રૂ. ૧૦૦૦૦૦ )તને મારી ગોવિંદનન્દનની અજમેરની પેઢીમાંથી મળશે. બીજી મારી મિલકત ધર્માદા કાર્યમાં વપરાશે. આટલાજ સીરનામાથી માંહે મુકેલી બીજી ચીઠ્ઠી ત્યાં બીડવાથી રૂપીઆ તમને મળશે. મેં સર્વ ગોઠવણ કરી છે. કોઇ કોઇવાર મને ચિત્તભ્રમ જેવું થઇ જાય છે; ને હું ઇચ્છું છું

કે તેવીજ હાલતમાં તને આ પત્ર પહોંચે. આ પત્ર મારે હાથે ટપાલમાં નાંખી આવી મારી આ પાપી જીંદગીનો અંત આણી જગન્યાયાધીશકને મારા પાપનો જવાબ દેવા હાજર થઇશ. હું તારી ક્ષમા યાચું છું તું પ્રભુ પાસે મારાં પાપો ક્ષમા કરવા પ્રાર્થના કરજે. એજ. પ્રભુ તારૂં કલ્યાણ કરો.

**લી. ગોવિંદનન્દનના આશીશ.**

ઉક્ત પુરૂપમાં ભળે તેવી રીતે પત્ર વંચાઇ રહ્યો ને બોલી ઉઠયો, "કેમ હવે શું વિચાર છે?"

"તમારા વિચારે વિચાર" ઉત્તર મળ્યો.

"અહીંઆં રહો ને અજમેરથી રકમ આવે એટલે તેની વ્યવસ્થા કરો."

આમ વાર્તા ચાલી રહી છે એટલામાં એક ઘાટીએ આવી ત્યાં દીપક પ્રકાશ કરી કહ્યું, "જમવાની વખત થઇ છે;" બન્ને ઉઠી ભોજનગૃહમાં ગયા.

વાંચક! આ બે કોણ? **સુમનલાલ** ને તેની પત્નીનો મા તરફનો સગો-ભાઇ?

* * * * *

મારીની ભૂમીપર પથ્થર જડાય છે ને તે શુદ્ધ

ભૂમી બને છે. વળી તેજ ભૂમી ગર્ત આદિના સંસર્ગ ના પ્રભાવે મલિન બને છે. પણ વર્ષા રૂતુના અતિ જોસબંધ પડતાં ઝાપટાં તેને મલિનતા રહીત કરી શુદ્ધ બનાવે છે, ને નાનાં ઝાપટાં તો તેને ગર્ત આ-દિ મલિનતાથી વેષ્ટિત કરે છે. માટીની ભૂમી પર તો ગમે તેવો વર્ષાદ પડ્યો પણ ત્યાંના કાદવ કીચડ નું ધાવન ન થતાં ઉલટી અધિકતા થશે. એજ પ્ર-માણે માણસમાં સત્‌પુરૂષોના સંગથી શુદ્ધતા ને શુદ્ધ સંસ્કારોનું સ્હજ પ્રતિબિમ્બ પડે છે. પણ પુનઃ ખળ પુરૂષોના સંગથી તેનું હ્રદય મલિન બને છે. દુઃખ રૂપી વર્ષાદનાં ઝાપટાં આ મલિનતાને દૂર કરી, પૂર્વ સદ્દ્‌ગુણો ઉદય કરી તેને હ્રદયમાં દ્રઢ કરે છે, પણ થોડું દુઃખ તેના હ્રદયમાં મલિનતા—દુર્ગુણોનો વિકાસ કરે છે. માટીની ભૂમી માફક જે મનુષ્યના હ્રદયમાં સત્‌ પુરૂષોના સહેવાસથી સદ્દ્‌ગુણો રૂપી ગતિથી તેની હ્રદય ભૂમિ વેષ્ટિત થાય છે.

આજ પ્રમાણે **સુમનલાલ**ને બન્યું હતું. હવે તેની મુખમુદ્રા શાંત ને સદ્દ્‌ગુણોથી યુક્ત, એવી દી-સતી હતી. તેણે મુંબઈમાં રહી પોતાને અણચિંત-

વ્યા મળેલાં દ્રવ્યની યોગ્ય વ્યવસ્થા કરી હતી. પણ હમણાં તેને ભૃગુપૂર જઈ તે પવિત્ર ક્ષેત્રમાં અવશેષ જીવન પ્રભુ ભક્તિમાં ને સાધારણ વ્યાપાર કરતાં સતકાર્યોમાં નિર્ગમન કરવા ઇચ્છા થતી. તેથી આજે પ્રાતઃકાળમાં તે પ્રવાસની સર્વ તૈયારી કરી ગ્રાન્ટ્રોડ સ્ટેશન તર્ફ જઇ રહ્યાં છે. અગ્નિશકટમાં બેઠાં, ને પતિ પત્નિ (**સુલોચના**) વિવિધ આમ્યોની શોભા નીહાળતાં મનમાં હર્ષ પામતાં વાર્તા કરી ર-હ્યાં છે, ને વચ્ચે વચ્ચે પોતાના ગત જીવનની વાર્તા કરતાં પ્રભુએ તેમાંથી પુનઃ તાર્યા તેથી સહર્ષ પ્રેમ ભાવથી મનમાં ઉપકાર માને છે; વળી પ્રસંગે પ્રસંગે વિવિધ પ્રવાસીઓના પરિચયમાં આવી તેની સાથે વાર્તા કરી રહ્યાં છે. માર્ગમાં કાંઇ જાણવા યોગ્ય બ-નાવ બન્યો નહિ. અંકલેશ્વર આવ્યું. તેને આગગાડી વટાવી ગઇ. નર્મદામાં પૂર આવ્યું છે, એમ ત્યાંથી સૂચવન મળ્યું હતું; તેથી ગાડીનો વેગ ધીરો કર્યો; પૂલપર ક્રમણ કરવાનું આવ્યું. એકાદ વાર પૂલ તૂટ-વાનો પ્રસંગ પ્રવાસીઓએ સાંભળ્યો હતો, તેથી હ-મણાં તેમનાં હૃદય ઘણાં અધીરાં બન્યાં હતાં. કેટ-

લાક તો સર્વને ધાસ્તી આપવામાં રોકાયા હતા, કેટલાક બાધા આખડીઓ રાખતા હતા, ને કેટલાક તો રામ, હરિનામ સ્મરણ કરતા હતા. ને તેને સ્તવતા હતા. સર્વના ધડકતાં હૃદયે ગાડીએ અર્ધપૂલ પસાર કર્યો, એન્જીન જરા આગળ ચાલ્યું ને પૂલનો તે સ્થળનો હાલતો ભાગ તૂટી પડયો. એન્જીનના વેગથી તણાતાં સર્વે શકટો જળમાં પડયાં, અનેક જીવો શંકર સૂતાના ખોળામાં ભોગરૂપ થઇ પડયાં ને **સુમન સુલોચના** પણ એજ સ્થિતિને પામ્યાં. શહેરમાં હાહાકાર થઇ રહ્યો. ગામો ગામ તારો થઇ રહ્યા; માંહે પડેલ જીવોમાં જે તરવામાં કુશળ હતા, તેઓ ઉપર ટકી રહી કિનારે નીકળવા પ્રયાસ કરવા લાગ્યા, પણ પાણીનો વેગ પુષ્કળ હતો તેથી કિનારે જવા સૌ કોઇ અસમર્થ નિવડતા ને થાકી જતા. કેટલાકના હાથમાં અગ્નિરથના શકટોનાં ભાગલાં લાકડાંના કકડા આવવાથી તે ઉપર આરૂઢ થઇ વેગ જ્યાં લઇ જાય ત્યાં જતાં હતાં.

પ્રિય વાંચક હૃદય દ્રાવક બનાવ લખવા કે વર્ણવવા મારી લેખિની કે જીવ્હા સમર્થ નથી; એની

કલ્પના પણ કરતાં સૌ કોઇ માણસ તો હારી જાય છે ! તેનું હ્રદય દુ:ખથી ભેદાઇ જાય છે, ને બુદ્ધિ શુન્ય થઇ જાય છે; કદાચ કોઇ પાષાણ હ્રદયી પુ-રૂષ હોય તો એજ આ કાર્ય કરી શકે !

## પ્રકરણ ૧૦ મું.

### આર્ત સ્વપ્ન (vision) કલ્પનામાં તન્મયતા.

'મનુ હ્રદયમાં વિચારંજે ઉદ્ભવના,
'તેનું તારતમ્ય ચિત્ર--
'ચિત્ત તન્મય થાતાં
'દ્દષ્ટે તાદસ્ય થાય.'

**સ્વાનુભવ પલ્લવ.**

ભૃગુપૂરમાં થઇને વહેતી શ્રી શંકર સૂતા નર્મદા માં આજ પૂરનું જોર નરમ પડયું હતું, પાણી થોડાં થોડાં ઉતર્યાં હતાં. યદ્યાપિ ધીમે ધીમે પણ વેગથી પોતાના પતિ સમુદ્રને મળવા વહેતી હતી; તેની ધીરી ચાલનું અનુકરણ કરતો, પવનની લ્હેરમાં મ્હાલતો, મોઢેથી કવિતના અને શ્લોકના ભાગાં તૂટાં પદો ગણગણતો, નંદીની આસપાસની સૌદંર્યતા નિ-હાળતો પણ તેથી કિંચિત્ માત્ર પણ હર્ષ ન પા-

મતો, વિચાર લીન મુદ્રાનો અને ભીનાં વસ્ત્ર પરિધાન કરેલ એક યુવક તેના કોટે કોટે ચાલ્યો જતો હતો !

પશ્ચિમમાં અસ્ત થતો સૂર્ય નદીમાં સ્નાન કરવા ઉતરતો હોય એવો લાગતો હતો. કેટલાક દ્વીજો (બ્રાહ્મણુ, ક્ષત્રીય ને વૈશ્ય) સ્નાન કરી સંધ્યા વંદન કરતા સૂર્યને અર્ધ્ય પ્રદાન દેતા હતા, ને કેટલાક તેની નાના પ્રકારનાં સ્તોત્રોથી સ્તુતિ કરતા હતા. કિનારાપરનાં વૃક્ષો પણ પવનને લીધે નમી તેને અભિવંદન આપતાં હતાં. સેંકડો સુંદરીઓ વસ્ત્રાદિ ધોઇ, સ્નાન કરી, જળ ભરી જતાં દૃષ્ટિએ પડતી હતી. કેટલાક યુવાનો ને વૃદ્ધો કોટ ઉપર ને કેટલાક ઓવારા પર બેઠા બેઠા વાર્તા–વિનોદ કરતા, ગપ્પાં હાંકતા આનંદ સરિતામાં સ્નાન કરતા હતા. કેટલાક બાળકો દડીદાવ, કેટલાક મોઈ દંડા, ને કેટલા એવી બીજી રમતો કોટની અંદર અને બ્હાર ખેલતા હતા. જેમ કોઇ બાળક માતાના ખોળામાં ક્રિડા કરે તેમ નદી માતાના ખોળામાં ડાળમડોળ થઇ હોડીઓ તરંગમાળા જોડે ક્રિડા કરી રહી હતી.

આમ સૃષ્ટિમાં સૌંદર્ય નીરખી ઈશ્વરની અદ્ભૂત શક્તિ ને લીલાનો વિચાર કરતાં સાનંદાશ્ચર્યમાં લીનં થતો, મનમાં અનેક વિચાર કરતો ઉક્ત સ્થિતીમાં એક યુવક આવી રહ્યો હતો. અણચિંતવી એકાએક આકાશ તર્ફ તેની દૃષ્ટી પડી. આંજે આકાશમાં ચારે દિશામાં અવર્ણનીય સુશોભિત આકૃતિ તેને દેખાઇ. ઉત્તર દિશામાં માત્ર ભુરાં સાદાં વાદળાંઓ હતાં અને મધ્યા ચંદ્રના જેવો શ્વેત પટો દિપ્તો હતો. પશ્ચિમ દિશા તર્ફ તે યુવકની પીઠ હતી તેમજ તે તર્ફ તે યુવકે આ સમયે દૃષ્ટિ પણ કરી નહોતી. તે સમયે તે તર્ફ સૂર્ય અસ્ત થતો હતો તેથી અસ્ત થતા સૂ-ર્યની શોભા વિના બીજું કાંઇ ત્યાં ભાગ્યેજ પ્રતીત થતું હતું. દક્ષિણ દિશામાં મગર, મચ્છ, તીરો અને બીજા અસંખ્ય કોઇ પણ દીવસ નહીં દીઠેલા—વિ-ચિત્ર પશુ પક્ષીઓની આકૃતિઓ તેની દૃષ્ટિએ પડતી હતી. પૂર્વમાં નર્મદાના રેલ્વે પૂલથી થોડેક ઉંચે અ-ભ્રમાં એક સુવર્ણમય પર્વતનું ચિત્ર હતું. આ પર્વત પર એક પારધી બાણ ચઢાવી પર્વત હેઠળ ઉભેલા હરિણ તર્ફ નિશાન તાકતો હતો. આ હરિણ પાછળ ઓથા-

માં ગણેશાકૃતિનું એક ચિત્ર હતું. થોડીવારમાં પર્વત પરનું પારધી ચિત્ર અદૃશ્ય થયું ને પર્વતના મધ્ય ભાગમાં એક ગુહા દૃષ્ટિગોચર થઇ; તેમાં એક યોગી પદ્માસન વાળી સમાધિસ્થ બેઠા હતા. એક ક્ષણમાં પર્વત અને સમાધિસ્થ યોગીની આકૃતિ અદૃશ્ય થઇ ને તેજ સ્થળે સુશોભિત વાડી સહીત એક બંગલો દેખાયો. પર્વત હેઠળ જે હરિણ ઉભું હતું તે તથા ગણેશાકૃતિ બદલાઇને બંગલાનાં પગથીઆં થયાં. આ બંગલો પણ પર્વતના જેવો સુવર્ણમય દીસતો હતો. થોડી વારમાં આ બંગલાની વાડીમાં એક વૃદ્ધ સ્ત્રી તથા એક બાળકની આકૃતિ પ્રતીત થઇ.

તે ચાલતો ચાલતો આ સર્વ દેખાવ જોઇ દિંગમૂઢ જેવો ઉભો રહ્યો. આ દુનિઆને તેમજ તેના શરીરને પણ ભુલી ગયો. આ બધું શું હશે તે જોવા જાણવાની મનમાં માત્ર ઇચ્છા થતી હતી. એવામાં શુક્રાચાર્ય પોતાના પિતાની ભૂમીની બાળ જાણી, પોતાના પિતા સમાધિસ્થ થયા હતા તે વખતે આકાશ માર્ગે ગમન કરતી અપ્સરામાં મોહિત થઇને જે શક્તિ વડે સ્વર્ગમાં ગયા હતા તે શક્તિનો તેના

માં કંઇ અંશ મૂકયો હશે તેથી અથવા તો બીજા કોઇ કારણથી (ઇશ્વર જાણે શાથી) તે એકદમ ચિત્રવત્ પ્રતીત થતી ભૂમીના બાગમાં પાંખો રહીત છતાં પણ ઉડી ગયો.

તે બાગમાં પ્રથમ ભૂમી પરથી દેખાતી વૃદ્ધા તથા બાળક હમણાં એક રત્નજડીત કોચ પર બેઠાં હતાં. આ બાળક ને વૃદ્ધ સ્ત્રી વચ્ચે કવિતમાં કાંઇ સંવાદ ચાલતો હતો. યુવકને જોઇ પેલી વૃદ્ધ સ્ત્રીએ પોતાની પાસે પડેલા એક વેત્રાસન પર બેસવા ઇશારત કરી. તે ત્યાં પહોંચ્યો તે સમયે પેલા બાળકના મુખમાંથી નીચલા ઉદ્દગાર નીકળતા હતા.

*' શ્રવણ કરૂં હું ને વદતાં સુખી
ભુમી વિષે,
' વળી તું તેના બાળોને
સુખી મંડળ કહેછે;
' તો કથ્ય માત ! તે સુખી ભુમી
કયાં આવી રહેલ ?

---

* Mrs. Bar Bauld ના The Happy Land નું અનુકરણ આ બન્નેના સંવાદ છે.

*  *  *  *

'શું જડશે નહીં મુજને,
મમ હૃદય અગ્નિ શાંત કરવા?
'શું તે આવી રહેલ, જ્યાં
વ્યાઘ્રાદિ તણા પ્રતિધ્વની શુણાય?
'કે આવી રહેલ, જ્યાં
ભાનુ ચંદ્ર ઉદય પામે?'

આ સાંભળી માતાએ તૂર્ત ઉત્તર દીધો,
'વત્સ, ત્યાં નહીં, ત્યાં નહીં,
આવી રહેલ?'

પુત્રે તૂર્ત પ્રશ્ન કર્યો. વાતતો પદ્યમાંજ ચાલુ હતી.
'ત્યારે શું તે આવી રહેલ,
જ્યાં તાડ વૃક્ષ થાયે?
'કે આવી રહેલ, જ્યાં,
આતપથી[1] ખજુર પરિપક્વ થાયે?
'અથવા જેના અરણ્યો સૌગંધિક
પવન લહેરથી થાય સુવાસિત,
'વળી નક્ષત્રો સમ પ્રકાશીત
અને રંગીન પક્ષી ઉડે જ્યાં—

---

૧ તડકાથી.

' તે સમુદ્ર મધ્યસ્થ લીલા
ટાપુમાં આવી રહેલ ?'
માતાએ પહેલાં જેવોજ ઉત્તર આપ્યો !
' વત્સ, ત્યાં નહીં, ત્યાં નહીં,
આવી રહેલ !'
ફરી પુત્રે પ્રશ્ન કર્યો !—
' ત્યારે શું—
' જેની સુવર્ણમય રેતી પર
સરિતાઓ સ્વચ્છંદે રમે,
' વળી જ્યાં ઝળકે હિરા
માણેકાદિ ઝવેરો;
' ને જ્યાં ચળકે પરવળ
રેતી દ્વાર મધ્યે ઘણેરા
' તે સર્વ રત્ન સંપન્ન મેરૂ
નગેશમાં આવી રહેલ ?'
' વત્સ, ત્યાં નહીં, ત્યાં નહીં,
આવી રહેલ !'
એમ ઉત્તર આપી માતા બોલી,
' છે તે ભુમી, વત્સ,
ચર્મ ચક્ષુથી અગ્રાહ્ય[૨]

---

૨. બાહ્યરની આંખોથી નહીં દેખાય તેવી !

'તેનાં મધુર ગાન શુણવા
કર્ણ છે અશક્ય;
'સ્વપ્નથી નહીં તેનો તાદૃશ્ય
ચિતાર થાયે,
'કોને વૃદ્ધ કરવા નહીં
ત્યાં કાળનું બળજ ચાલે;
'વળી પ્રભુ ભક્તિ વીણ
ન જે ભૂમીમાં જવાયે,
'તે ભૂ આદિ સમ લોકથી
અવિચ્છિન્ન સ્થળજ જ્યાં–
'સમજ જે મુજ બાળ
આવી રહેલ ત્યાં!'

અહિંઆં સંવાદ પૂરો થયો. માતાના ઉત્તરથી પુત્રને સંતોષ થયો હોય એમ તેની મુખમુદ્રા સુચવવા લાગી, પણ પેલા યુવકને આથી મનમાં શંકા ઉત્પન્ન થઇ કે–માતા અને પુત્ર વચ્ચે સંવાદ ચાલતો હતો તે દરમ્યાન તે આસપાસની સૌંદર્યતાને નિહાળી, તથા આટલા બધા નાના, છ સાત વર્ષના બાળકની તર્ક શક્તિ, કવિત્વ શક્તિ ને સમજ શક્તિ જોઇ આશ્ચર્યાબ્ધિમાં ગોથાં ખાતો, વખતે આજ

ભૂમીમાં ભગવાન પોતાના પાર્ષદો સહ વિરાજતા હશે એમ વખતે વખતે તર્ક કરતો બેઠો હશે તે એકદમ આ વૃદ્ધ સ્ત્રીનો ઉત્તર સાંભળી જાગ્રત થયો અને બોલ્યો, "માજી મને લાગે છે કે આપ અયથાર્થ ભાષણ કરોછો. આના કરતાં બીજી કઇ સુખી ભૂમી હશે? કૃપા કરી આ ભૂમીનું નામ તથા સહજ વૃત્તાન્ત કહી મારી શંકાનું સમાધાન કરો!"

"તું મૂર્ખ છો—અજ્ઞાત્ છો! આ ભૂમીમાં તારી ભૂમીના લોક કરતાં માત્ર અધિક પૂણ્યવાન લોકો નિવાસ કરે છે! પણ એમનું જીવન સુખમય નથી. અહીંઆં તારી માફક ઇર્ષા, સુખ દુઃખ સર્વ છે. આનું નામ તો હું નહી કહું તેમ કંઇ વૃતાન્ત પણ નહીં કહું, પણ જો તને મારા વચનપર વિશ્વાસ ન હોય તો થોડેક આ ભૂમીમાં ફર્યે."

'ભાવતું હતું ને વૈદે કહ્યું.' તે એકદમ ઉઠીને વૃદ્ધાને નમન કરી ભૂમીનું સમ્યગ્ નિરીક્ષણ કરવા લાગ્યો! આગળ જતાં માંહે વિવિધ ચિત્રો કોતરેલાં એવાં રત્ન જડીત ભુવનો માંહે દેખાવા લાગ્યાં! આમાંનાં કેટલાંક ભુવનોમાંથી મધુર કંઠથી વાદ્ય

મંત્ર સહ ગાતી સ્ત્રીઓનો ધ્વના શ્રવણેન્દ્રિયને આ-
નંદ સુખમાં લીન કરતો હતો ! વળી કેટલાંક ભુવ-
નોમાં સ્ત્રીઓ તથા પુરૂષો પોતાના ઘરની અટારી
અથવા રત્નજડીત હિંડોળે બેઠા બેઠા વાર્તા–વિનોદ
કરતા હાસ્ય રસમાં લીન થતા દેખાયા. બાળકો પણ
માર્ગમાં વિવિધ રમતો રમતાં આનંદમગ્ન જણાતાં
હતાં. કેટલેક સ્થળે સ્ત્રી પુરૂષોના વૃન્દો દેવાલયમાં
ધર્મચર્ચા ચલાવતાં ઇશ્વર સ્મરણ કરતાં જણાતાં.
આમાંનાં દરેકને આ ભૂમીના નામ વિષે તથા વૃતાન્ત
વિષે પ્રશ્ન કરતો પણ કોઇ તેના પ્રતિ લક્ષ કરતું
નહીં કે ઉત્તર દેતું નહીં. અત્યાર સૂધીમાં આ ભૂમી-
માં જે તેણે જોયું હતું તે સર્વ સુખી અવસ્થામાં
માલમ પડતું હતું–દુઃખનો કિંચિત્ માત્ર અંશ પણ
તેમાં પ્રતીત થતો નહીં. આ ઉપરથી તેને પેલી વૃદ્ધ
સ્ત્રીના વચન અસત્ય ભાસવા લાગ્યાં. તે તેને ' આ
ભૂમી સુખી જ છે, સુખથી જ વ્યાપ્ત છે' કહેવા આ-
તુલેથી જ પાછો ફરતો હતો પણ સર્વ ભૂમીનું નિ-
રીક્ષણ કરવાની મનમાં આકાંક્ષા થવાથી આગળ વધ્યો.

આગળ જતાં એક સુશોભીત ઉંચ્ચા પ્રાસાદ[1] સમીપ આવી પહોંચ્યો. તે તેના અત્યાર સૂધીમાં જોયેલાં ભુવનો કરતાં અતિરમણીય અને સુંદર હતો, તેથી તેની ચારે તર્ફ દૃષ્ટિ કરવા લાગ્યો. તેની આકાશિકામાં[2] બે પુરૂષ વિરામાસનપર સ્થિત થયેલા હતા. આ ભૂમીમાં સર્વે વચ્ચે કવિતામાં જ વાત ચાલતી હતી. ફક્ત આ યુવકની સાથે બે જણેજ ગદ્યમાં વાત કરી હતી—એક પેલી વૃદ્ધા અને બીજો આ બે પુરૂષમાંનો એક !

આ ભૂમીના નિયમાનુસાર આ બે પુરૂષ વચ્ચે હમણાં પણ પદ્યમાંજ વાત ચાલી રહી હતી. તે સાંભળવા તે ત્યાં ઉભો રહ્યો ! એમાંનો એક હમણાં બોલતો હતો.

*'હે મિત્ર, આ અવનિમાં ઉદયાસ્ત બન્ને રમે,
'અવ નવા ખેલો માંયથી ઉદ્ભવે–
'ઉદ્ભવે, વિરામે, વળી લયજ પામે
'હે મિત્ર–
'આજ મૂર્ખ ને કાલ વિદ્વાન થાયે,

---

૧ મહેલ. ૨ અગાશી. * માણસની જુદી જુદી સુખી, દુઃખી ને મધ્યમ સ્થિતીને માટે આમાં કહ્યું છે.

'ને રંક આજ ને કાલ રાય થાયે,
'હોય બળીષ્ટ આજ તે કાલ બળ રહીત થાયે.
'હે મિત્ર-
'રમે આમ ઉદયાસ્ત આ અવનિમાં
'શોચ એમાં તું શાને કરે?
'કરી મન સંયમ નયમ-નિયમાદિ થકી,
'નાશવંત જાણી લે સૌ દશ્યને [1]'

આમ પેલો પુરૂષ બોલતો હતો તે સાંભળી આ ભૂમીમાં પણ દુઃખ વસે છે એમ વિચારતો તે-નાં વાકયોનું મનન કરતો તે ઉભો હતો, તેવામાં વ-ક્તાની નજર તેના ઉપર પડી.

તે બોલ્યો, "અલ્યા, તું અહીં ક્યાંથી!"

યુવકે કહ્યું, "સ્વ ઇચ્છાથી."

"માર્ગ કોણે બતાવ્યો?"

"એક વૃદ્ધ સ્ત્રીએ."

પેલા પુરૂષે 'તારૂં દર્શન આ દેશમાં ન જોઇએ,' એમ કહી કાંઇ બબડી તેના તર્ફ એક કાંકરો ફેંક્યો. તેને લાગ્યું કે મને એ ભૂમીમાંથી પૃથ્વીપર પતિત કરવાને માટે કાંઇ મંત્ર ભણી કાંકરો નાંખ્યો હશે,

---

[1] નજરે દેખાતી વસ્તુઓ.

પણ જેમ અન્યો અન્ય પ્રેમાસક્ત થયેલ ઇંદુ બ્રાહ્મણ અને ઇંદ્રદ્યુમન રાજાની પત્ની અહલ્યાના મનઃશરીરનો ભરતમુનીના શાપથી પણ નાશ થયો નહીં તેમ આ યુવક જેનું મન આ ભૂમીમાં લાગેલું હતું તેને પેલા પુરૂષના પૃથ્વીપર પતિત કરવાના મંત્રની પણ કાંઇ ઝાઝી અસર થઇ નહીં. માત્ર ત્યાં ઉભો હતો તે ઉ-ડી પેલી વૃદ્ધા પાસે જઇ પડ્યો!

ત્યાં જતાં વાર વૃદ્ધ સ્ત્રીને અભિવંદન કરી બોલ્યો, "માજી, મેં જોયું. આ ભૂમીમાં પણ સુખ દુઃખ બન્ને નિવાસ કરે છે."

તે બોલી, "પણ આ બધું જોયું તેમાંથી સાર શું ગ્રહણ કર્યો?"

તેણે કહ્યું, "માજી, સાર બહુ ઉત્તમ છે, નિત્ય મનન કરવા યોગ્ય છે. સુખ દુઃખ સર્વત્ર રહેલું છે. અસ્તોદયનું ચક્ર ફર્યાંજ કરે છે! સર્વ દૃશ્ય વસ્તુઓ નાશવંત છે! માત્ર અદૃશ્ય આપે જે 'અગ્રાહ્ય' ભૂમીમાં રહે છે એમ કહ્યું તેજ અજરામર છે; માટે યમ અને નિયમ[1] થી મનનું સંયમ કરી

---

[1] અહિંસા, સત્ય, મનથી પણ પરાયા ધનનું અગ્ર-

ઇશ્વરમાં ચિત્ત લગાડવું એજ શ્રેયસ્કર છે."

તે આટલું બોલ્યો એટલે, "જા ત્યારે તું સમજ્યો," એમ કહી તેને ટપલી મારી એટલે તે પૃથ્વી પર ઉભો રહ્યો હોય એમ ફરી ભાન થયું. ત્યાં ગયા પહેલાં જેમ આકાશ તરફ દૃષ્ટિ કરતો હતો તેમ કરવા લાગ્યો. અત્યાર સુધી સ્વપ્નાવસ્થામાં હતો કે જાગ્રતાવસ્થામાં તેનો વિચાર કરવા લાગ્યો એટલામાં તેની સામે આવતા પુરૂષો તેની દૃષ્ટિએ પડ્યા. ને તેમાંનો એક તો જતાં તેની સાથે આથડ્યો. આથી અર્દ્ધ જાગ્રત અને સ્વપ્નાવસ્થા ભોગવતો તે પૂર્ણ જાગ્રત થયો.

"મને ગાંડામાં ગણશે' એવા ભયથી મુખમુદ્રાપરની અવ્યવસ્થતા દૂર કરી પુનઃ આગળ ચા-

---

હણ, અસંગ, લજ્જા, અસંચય, ધર્મમાં વિશ્વાસ, બ્રહ્મચર્ય. મૌન, સ્થિરતા અક્ષમા એ બાર અંગ યમનાં છે. અંદરનું શૌચ (પવિત્રતા), જપ, તપ હોમ. ધર્મનો આદર, અતિથીનો સત્કાર, પ્રભુ પુજન, તિર્થોમાં ફરવું. પરના શુભને માટે ઉદ્યોગ. સંતોષ અને આચાર્યની સેવા-એ બાર નિયમ કહેલછે—શ્રીમદ્ભાગવતએકાદશસ્કંધમાંથી.

લવા માંડયું. આના મનમાંથી આકાશ ચિત્ર ભૂમીમાં કરેલું ગમન કંઇક અંશે ભુલાતું નહતું. સમય વીતતાં તે દૃઢ થતું. ક્ષણે ક્ષણે આકાશ તરફ દૃષ્ટિ પડતાં તેનાં તાદૃસ્ય ચિત્ર તેની દૃષ્ટિ સમીપ ખડાં થતાં!

## પ્રકરણ ૧૧ મું.

### સુભાગ્ય.

'ગુરૂસે ભેદ પુછને આયા'
'બિન ગુરૂ બસ્તુ મિલે નહીં'
'કબ હું કોટીક સુનો કહાન,'
'મળે જો અગવો સારો,
'ટળે જન્મ મરણ વ્યાધી'

ઉક્ત આર્ત સ્વપ્ને સુમનના મનપર વૈરાગ્યની કંઇક છાપ, સંસ્કાર પાડ્યા હતા! પણ કોણ જાણે એ શાથી પણે સૂર્યાસ્ત થયો ને અહીં તેના સંસારના અભાવનું વિસ્મરણ થયું! આર્ત સ્વપ્ને તેને સુખદ પંથ ગ્રહવા કરેલી સુચના તેના હૃદયમાંથી એકાએક વિલસાઇ ગઇ! પોતાના દેહનું માત્ર મૃત્યુથીજ શ્રેય સાધવા ઇચ્છા થઇ!

'તનની ભુવને પડી છાય રહી,
'મનની ભુવને પડી છાય રહી,
'બમણી રજની પડી એ નિરખી,
'જીવ જાય ધણું હબકી ફફડી*

ભૃગુપૂર અન્ધકારથી અન્ધ બન્યું ! તેના બળથીજ જાણે તેનું હૃદય અન્ધ બન્યું હોય તેમ તેના વિચારો જણાયા ! દિલાસો આપે અથવા તો તેની સુશ્રુષા કરે એવું કોઇ સ્વજન નહોતું ! તેને ઉપરાચાપરી દુઃખો પડયાં હતાં ! સંસારિક વૈભવપર આથી તેને અભાવ થયો હતો ! ગોવિન્દનન્દન શેઠની પેઢીમાંથી રૂ ૧૦૦,૦૦૦) મેળવી ક્ષણીક આનંદ સુખ મેળવવાની તેની સઘળી ઇચ્છાઓ ને આશાઓ વિરામી હતી ! **સુમનનું** સુ-મન દુઃખો રૂપી અગ્નિથી સંતપ્ત બની માયાના આવરણમાં મલીન બન્યું હતું ! પણ કોણ જાણે એ શાથી, અન્ધમાનાએ અન્ધરાત્રીને પોતાની સહચરી ગણી હશે તેથી, અથવા તો મનુષ્ય મનની અનિશ્ચળતાથી (એમાંના ગમે તેનો પ્રભાવ હોય ! ) તેનું મન અનંત તેજ તર્ફ વળતું ખળાઇ અન્ધકાર પ્રતિ વળતું જણાયું !

---

*શ્રી સ્નેહમુદ્રા.

" 'અરે ! ના કો ઠામે મમ નજર નાંખી નવ પુગે,
" 'હવે હું કયાં જાઉં સુઝ નવ પડે * * *
* * * *
" 'નથી ભાઈ ભાંડુ, પ્રિયકર નથી કે પ્રિયતમા;
" 'નથી વ્હાલી માતા નિશદિન ઝુરે ઓચરી ખમા;
" 'નથી મારે કોઇ -હૃદય પ્રિય જેની નજરમાં;
" 'નથી આ આત્માનું જીવન ઉપયોગી જગતમાં;

* * * *
" 'નથી આશા તૃષ્ણા, નથી સુખની ઇચ્છા ફરી વળુ',
" 'ગયું છે શોષાઇ મમ તન તણું રક્ત સઘળું.
* * * *
" 'ડુમો આ છાતીનો મુખથી જાયે નવ કહ્યો,
* * * *
" 'રહી અન્ધારામાં અધર લટકું મૃત્યુ શરણે
" 'છુપાવી દે જે તું કમ નશીબ મારા જીવનને "*

અન્ધતામાં ને અન્ધતામાં ઉતરી જતું જીવન અન્ધતામાં ને અન્ધતામાંજ વહી ચાલ્યું ! બ્હાર અન્ધકાર ને હૃદયમાં અન્ધતા ! એઉને ખાળનાર કોઇ હતું નહીં ! મૃત્યુ, મૃત્યુની ઇચ્છા તેના આખા હૃદયમાં વ્યાપી રહી ! મનુષ્ય જીવન તેને બહુ દુઃખ દાતા

---

* અવલોકન

લાગ્યું–તેને દુઃખનો મહાસાગરજ માન્યો ! તેના બાહ્ય શરીર પરનાં નીચવેલાં પણ હજી ભીનાં વસ્ત્રોથી પણ દુઃખ સંતપ્ત હૃદય કંઈક અંશે પણ શીતળ થયું નહી !

તેની દુઃખથી વ્યાકુળતા દૂર કરનાર મનુષ્ય તો હજી પડદામાંજ હતો ! **સુમન**નો ફરી નદીના પ્રવાહમાં પડી મૃત્યને શરણે જવાનો વિચાર થયો હતો! પણ એકાએક એક ગેબી પડદો ખૂલ્યો ને **સુમન**ને આ મિથ્યા ભ્રમથી આવૃત કરનાર એક ધ્વની સંભળાયો! પણે તારાઓ ઝબકયા ને પૃથ્વીપર પ્રકાશ ને હૃદયમાં પ્રકાશ કરનાર ધ્વની ! બે પ્રકાશકોની સન્ધિ! **સુમન**નુ મન એકાગ્ર થઇ તે તર્ફ વળ્યું.

## ભૈરવી–ત્રીતાલ.

"'મનવા! નીંદ હજી કેમ આવે ?
"'ઉત્તમ આ આવેલ સમયને કેમ વૃથા વણુસાવે ?
મનવા નીંદ૦ (ટેક)
"'સમય નથી પાછો મળવાનો વિચાર કર તું ભાવે
"'ઉદય થયો આદિત્ય તણો પણ,સમજણુ કેમ ન આવે?
મનવા ! નીંદ હજી૦' "

દરેક લીટી રાગ પ્રમાણે નહીં પણ અમથી બે ત્રણ વખત ગાનાર લંબાવતો ને તેની અસર **સુમ-**

નને થતી! તેને થયું કે દુ:ખ ને આ આર્ત સ્વપ્ન મને પ્રભુ તરફ ખેંચવા, તારવા, થયું! તોએ હું ભ્રમમાં પડયો ને પ્રભુએ તે ભ્રમ પણ દૂર કરવા આ ધ્વની કર્યો, હું તો એમજ સમજીશ!

"'આળસને અળગું કરી વેગે, માયા ઘેન નિવારી,
"'સાર્થક કર તું પણ કંઇક તારૂં, ચિન્તા વૃથા શું તપાવે?
મનવા! નીંદ૦
"'ષડ્રીપુ ચડી છાતીપર તુજને બળથી ખુબ દબાવે.
"'આંખ ઉઘાડ હવે તો અન્ધા! નહીં કોઇ તુજને બચાવે?
મનવા! નીંદ૦' " ૧

સર્વ વચન પોતાનેજ શીખામણ રૂપ હોય એમ લાગ્યાં! કામ, ક્રોધ, મદ, મોહ, લોભ, ને મત્સર એ ષડ્રીપુમાંનો મોહ રીપુ પોતાને દબાવતો હોય એમ લાગ્યું! ગાનાર તરફ જવા તેને મને પ્રેર્યો! તેના પગ જે દિશામાંથી ધ્વની આવતો હતો તે પ્રતિ નાદમાં એકાગ્ર શરીરને લઈ જવા લાગ્યા! હવે તો શ્રીમન શંકરાચાર્યની ચર્પટપંજરિકાના કોઈ કોઇ શ્લોકો સંભળાતા હતા? કોઇ પુરૂષ આત્મચિંતન માટે વૈરાગ્યને દૃઢ કરતો જણાતો હતો?

---

૧ આર્ય ધર્મ પ્રકાશ.

*    *    *    *    *

" सुकृदपि येन मुरारि समर्चा तस्य यमःकिं कुरुते चर्चाम्॥
"भज गोविंदं भज गोविंदं मूढमते ॥

*    *    *    *    *

" बाल स्ताव त्क्रीडासक्तः तरुण स्ताव तरुणीसक्तः ।
" वृद्ध स्ताव च्चिंतामग्नः परे ब्रह्मणि कोपि न लग्नः ॥
"भज गोविंदं भज गोविंदं मूढमते ॥
" पुनरपि जननं पुनरपि मरणं पुनरपि जननी जठरे शयनं ।
" इह संसारे खलु दुस्तारे कृपया ऽपारेपाहि मुरारे ॥
"भज गोविंदं भज गोविंदं० "[२]

**સુમન** ચાલતો ચાલતો એક મઢી આગળ આવી

---

૨. સુકૃત્યો કરી જેણે મુરારિનું અર્ચન કર્યું છે તેની યમ શું ચર્ચા કરી શકે? હે મૂઢમતે, માટે ગોવિંદ ભજ, ગોવિંદ ભજ. બાલ્યાવસ્થામાં ક્રિડા સકત, યુવાવસ્થામાં તરૂણીમાં આસક્ત, વૃદ્ધાવસ્થામાં ચિંતા મગ્ન, ત્યારે બ્રહ્મમાં વૃત્તિ લગાડવાનો કોઈપણ વખત નહીં. ભજ ગોવિંદ હે મૂઢ મતે! ફરી જન્મવું, ફરી મરવું, ફરી ગર્ભાશયમાં સુવું, આ દૃસ્તર સંસારમાં માત્ર મુરારિની કૃપાજ રક્ષણ કરી શકે છે. માટે મૂઢમતિ, ગોવિંદ, ગોવિંદ ભજ.

પહોંચ્યો ! આમાંથી ધ્વની બ્હાર આવતો આસપાસ સંભળાતો હતો ! અહીં એક સાધુ રહેતો હતો ! દ્વાર બંધ હતાં ! ગાન આગળ ચાલ્યું ! અર્થ સમજતો સુમન તન્મયતાથી બધુ સાંભળતો ઉભો રહ્યો !

* * * * *

“ वयसि गते कः कामविकारः शुष्के नीरे कः कासारः ।
“ नष्टे द्रव्ये कः परिवारो ज्ञाते तत्त्वे कः संसारः ॥
“भज गोविंदं०

* * * * *

“ कस्त्वं कोऽहं कुत आयातःकों मे जननी को मे तातः।
“ इति परिभावय सर्वमसारं विश्वं त्यक्त्वा स्वप्न विचारं ॥
“भज गोविंदं०
“ गेयं गीतानामसहस्रं ध्येयं श्रीपतिरूप मजस्रं ।
“ नेयं सज्जनसंगे चित्तं देयं दीनजनाय च वित्तं ॥
“ भज गोविंदं०

* * * * *

“नारिस्तनभरनाभीनिवेशं मिथ्या माया मोहावेशं ।
“ एत न्मांसवसादिविकारं मनसि विचारय वारंवारं ॥
“ भज गोविंदं०
“ सुखतः क्रियते रामायोगः पश्चाद्धतं शरीरे रोगः ।
“ यद्यपि लोके मरणं शरणं तदपि न मुंचति पापाचरणं॥
“ भज गोविंदं०

*    *    *    *    *

" नाहं नत्वं लोक स्तदपि किमर्थं क्रियते शोकः ॥
" भज गोविंदं०

" कुरुते गंगासागरगमनं व्रतपरिपालन मथवा दानं ।
" ज्ञानविहीनः सर्वमतेन मुक्तिं न भजति जन्म शतेन ॥
" भज गोविंदं० " ३

સાધુ મ્હારાજ વિરામે છે ને **સુમન** મઢીનું દ્વાર ઠોકે છે. તૂર્તજ સાધુ મ્હારાજ બારણું ખોલે છે; **સુમન** માંહે પ્રવેશ કરી યોગીરાજના ચરણમાં પડી

---

૩. ઉમર વિત્યા પછી કામ વિકાર કેવો ? પાણી સુકાયા પછી તે તળાવ કેવું ? ધન સંપતિ નાશ પામ્યા પછી પરિવાર કેવો ? અને તત્વ સમજ્યા પછી સંસાર કેવો ? માટે ગોવિંદ ગોવિંદ ભજ ! તું કોણ છે, ક્યાંથી આવ્યો છે, ત્હારી માત કોણ, ત્હારો તાત કોણ એનો વિચાર કરવાથી સર્વ અસાર જેવા લાગતા વિશ્વને ત્યજીદે ! હરિના સહસ્રનામનું ગાન કરો, અવિનાશી શ્રી હરિનું ધ્યાન ધરો, સજ્જનના સમાગમમાં ચિત્ત દોરવી જાવ, અને દીન જનોને વિત્તનું દાન કરો. નારીસ્તન વીગેરે માયાનું મોહ સ્વરૂપ છે. એ સર્વ માંસના વિકારો છે એવું વારંવાર મનથી વિચારો. આનંદથી સ્ત્રી સંભોગ કરે છે પણ પછી શરીરે રોગ થાય છે, આ લોકમાં મરણને શરણ થાય છે તોપણ માયાચરણ મુકતો નથી. હું નથી, તું નથી, બીજા લોક નથી, તથાપિ તું શાને માટે શોક કરે છે.

કહેછે કે, "મ્હારાજ, હું તમારે શરણે આવ્યો છું. મારા પર અનુગ્રહ કરી મારી બાંહ્ય ગ્રહી મને તારો ! સન્માર્ગ મને બતાવો." એ આવાં વિવિધ વચનો કહેતો ચરણમાંજ પડી રહ્યો હતો તેને શ્રીગુરૂ મ્હારાજે ઉઠાડી અભયકર મસ્તકે મુકયો ને કહ્યું,

"હું તારી સર્વ હકીકત જાણું છું ! મારાથી કંઇ પણ વાત અજાણી નથી. **સુમન** ઉઠ. તું અધિકારી છે! મારા ઉપદેશને પાત્ર છે! તારો આ જન્મે ઉદ્ધાર થવો નિર્ણીત થયેલો છે !"

**સુમન**ને તેનું બધું વૃતાન્ત કહી સંભળાવ્યું ! ને તેને ધીરે ધીરે ઉપદેશથી ભક્તિ રસમાં, વિશુદ્ધ પ્રેમમાં લીન કર્યો ! કર્મ, જ્ઞાન અને ઉપાસનાથી અનુરાગી ભક્ત બનતા એક દિવસ બિલ્વ મંગળની માફક પોતાના દુઃખ રૂપ ગુરૂદ્વારા મળેલા ઉપદેશને દૃઢ કરનાર ત્રિકાળ જ્ઞાની બ્રહ્મ નિષ્ઠ ગુરૂની કૃપાથી,

( કવિત્ત )

'ચલે લે સહાઇ કરછાયા ઘન તરૂતર
'ચાહત છુટાયો હાથ છોડે કૈસે નીકો હે ।
'જ્યોં બલ કરે ત્યોં ત્યોં તજત ન એઉ અરે
'લિઓઇ છુટાઈ ગાઢો ગાઢો રૂપ હીકો હે ।।
'એસેહી કરત વૃંદા બન મન આઇ લિયો
'પિયો ચાહે રસ સબ જગ લાગે ફીકો હે ।

' ભઇ ઉત કંઠા ભારી આયે શ્રી વિહારીલાલ
' મુરલી બજાઇ કેસુ કિયો બાયોજીકો હે ॥
' ખુલિ ગએ નૈન જ્યૂં કમલ રવિ ઉદૈભયે
' દેખિ રૂપ રાસિ બાઢિ કોટી ગુનિ પ્યાસ હે ।
' મુરલી મધુર સુર રાખ્યો મદ્ર ભરી માનો
' ઢરી આંઇ કાનનમેં આનનમેં બાસ હે ॥'

ભ્રકુટીમાં પ્રાણુ આત્માને લઇ ગયા. **સુમનને** આત્મ આનંદનો ભાસ થયો ને દીન દયાળ પ્રભુ, પરમાત્માનું શરણુ તેણે છોડયું નહીં. આંતરૂમાં પ્રભુના ચતુર્ભુજ સ્વરૂપનું ધ્યાન ધરી સંસાર પર કેવળ વિતરાગીતા ધરી. ઇશ્વર ભજનમાં તલ્લીન થતાં શ્રી વિહારીલાલે દર્શન દીધાં ને શ્રી અનાહત ધ્વની નાદ તેમને શ્રવણે પડતો થયો. સૂર્યને ઉદય થતાં કમલ પ્રફુલ્લિત થાય તેમ ભક્તમણિ શ્રી **સુમનના** આંતર્ ચક્ષુ ખુલી ગયાં, અને શ્રી પ્રભુના રૂપનો રાશી જેતાં દર્શનની અનંત ગણી તૃષા વધી, ને ધીરે ધીરે પ્રભુની મુરલીનો નાદ—અનહદનાદ—સંભળાતો સ્થિર થઇ રહ્યો. તેનું મન તેમાંજ લીન થયું.

**સુમનના** શ્રી સદ્‌ગુરૂ સમાધિષ્ટ થાય છે ને તે પછી થોડા સમયમાં **સુમન** પણ પરમાત્મ તેજમાં અભ્યાસે કરી લીન થાય છે

---

ગંગા સાગરને વિષે જાવ વ્રત કરો. જ્ઞાન વિહીન માણસ તેના સોજન્મો થઈ જાય તોપણ મુક્તિને ઈચ્છતો પ્રભુ ભજતો નથી !

વાંચક, આ પ્રકરણ વાંચ્યા પહેલાં તું **સુમનને** અભાગી કહેતો હઇશ પણ તે અભાગી નથી. તેને કરોડો રૂપીઆના મૂલથી પણ અધિકાધિક ઢંકાયેલું રત્ન પ્રાપ્ત થયું છે. શ્રી નર્મદાની સાનિધ્ય શ્રી ભૃગુ ક્ષેત્રમાં આત્માનંદનો સાક્ષાત્કાર ને તેનો ' ટળ્યો જન્મ મરણ વ્યાધી '! એથી બીજું કીયું સુખ અધિક ? બીજો કીયો આનંદ અધિક ? આવી રીતે દુઃખ પડે, તેમાંથી દૃઢ વૈરાગ્ય થાય, દૃઢ ભક્તિ થાય તે શ્રીહરિ કૃપાથીજ! મંગળ! મંગળ! શ્રી આનંદ! શ્રી આનંદ! જય, વિજય! **સુમનના** ષડ્રીપુનો પટ્ સંપત્તિથી પરાજ્ય! ત્યારે હવે હે વાંચકવૃન્દ! એક સ્વરે મધુર કંઠથી, જે સુમનને તમે અભાગી ધારતા હશો, તેના કમનસીબને શ્રાપ દેતા હશો, તે તેનું અભાગ્ય નથી પણ સુભાગ્ય નીવડ્યું છે ને કમનસીબ નહી પણ ઇશ્વરી કૃપા થયેલી, માટે સાધન ભૂત દેવી **કમજ્ઞાઅજાને** વારંવાર અભિવંદન કરતા, કહોકે,

**' સુભાગી સુમન '**



# ઉપસંહાર.

પ્રિય વાંચક! ત્રણ વર્ષ પૂર્વે મને આવેલું સ્વપ્ન અહીં પૂર્ણ થયું! માંહે એકજ પાત્ર (**સુમન**)ની કથા છે તેથી તારૂં મન વિક્ષેપ નહીં પામતાં માંહે એક થયું હશે તો પાંચ દિવસની સંકલનાથી દશ કલાક-માં લખેલી આ સ્વપ્ન કથા તને બે કલાકના મનઃ સ્વપ્ન જેવી થઇ પડી હશે ને લખવાનો ઉદ્દેશ તા-રા હૃદયપર કંઇક પ્રમાણમાં અંકિત થયો હશે—તથા અહંકાર ને અમુક કોઇ પણ વસ્તુપર બહુ આસ-ક્તિનો અભાવ તને કંઇક અંશે થયો હશે અથવા તો માયિક પદાર્થોની અસ્થિરતા અને નાશને પડ-છાયા રૂપે આ નવલ ભૂમીપર પડેલાં જોયાં હશે. તને આ સ્વપ્ન પસંદ પડયું હો વા ન હો તોપણ મા-રા આ ઇશ્વરપ્રેરીત સ્વપ્નથી તારા હૃદયમાં કંઇક સુવિચારોના અણુઓ વેરાયાં હશેજ ને તેજ મારાં ઉદ્દેશને સંતોષદાયક છે.

મનુષ્ય જીવન દુર્ગુણ અને સદ્દગુણનું યુદ્ધ છે ને તેથી નવલો અને જીવન કથાઓ ખરૂં જોતાં આ યુદ્ધનીજ કથા રૂપ છે. આ યુદ્ધ અનુભવવું જોઇએ

પણ વિષય લુબ્ધતામાં તેનો ભાસ સરખો પણ થતો નથી. સર્વ વ્રત, ક્રિયા અને દાન વિગેરે જે સર્વ કરવાનું છે તે આ સમજવાનેજ. એજ ઇંદ્રિય અને મન જીતવાનો સરલ ઉપાય–તેજ પરમાત્મ દર્શનનો સુલભ માર્ગ ! તે સમજવા સર્વ વાંચેલી વાર્ત્તાઓમાંથી એવું યુદ્ધાત્મક રહસ્ય તારવીને તેના મનનથી મન કેળવવું જોઇએ. આ વાર્તાનું એવુ અધ્યાત્મિક રહસ્ય એક દૃષ્ટાંતરૂપે નિરૂપયોગી નહીં થઇ પડે.

દરેક વાર્તામાંથી પ્રથમ કોઇ એક પાત્રનું ખરૂં સ્વરૂપ સમજાયું એટલે જેમ દોરાની દડીનો છેડો પકડાતાં આખી દડી ઉકલી જાય છે તેમ અહીં સર્વપાત્રનું સ્વરૂપ–સર્વ રહસ્ય તૂર્ત સમજાઇ જાય છે.

**સુમન**ના પિતા તેમને **જીવરાજ** જાણો. તે પોતાના પુત્ર **મનરાજ (સુમન**)ને માટે પોતે ઉપાર્જન કરેલું વાસનાઓ રૂપી લક્ષાવધિ દ્રવ્ય મુકી જાય છે. દ્રવ્યને અહીં વાસનાઓનું રૂપ આપ્યું કારણ એનું ખરૂં કર્ત્તવ્ય વાસનાઓનું પોષણ કરવાનું છે. **મનરાજ** તેમાંના ઘણા વાસનાસમૂહનો સટ્ટાઓમાં–મનતરંગમાં ખર્ચ (ક્ષય) કરી નાંખે છે. હવે **ધર્મદાસ** તે

પોતાની ફર્જોનું પાલન કરનાર માણસ છે ને તે અનુસાર પોતાના શેઠની વાસના ક્ષયથી શોકલીન થાય છે; પરંતુ તે બિચારો લોભથી ઘેરાઈ શેઠનું અવશેષ રહેલું વાસના દ્રવ્ય હરવા તત્પર થાય છે. **સુમનની સ્ત્રી સુલોચના** તે બુદ્ધિ. મનના ઉપદેશથી બુદ્ધિ સત્ય માર્ગે ચડે છે કારણ બુદ્ધિની સત્ અને અસત્ગતિનો આધાર મનની પ્રકૃતિ ઉપરજ રહેલો છે. પોતાનું વાસના દ્રવ્ય માંગનારાઓને વહેંચી આપે છે પણ તેથી કેટલીક વાસના અવશેષ રહે છે. વાસના જો તદ્દન નિર્મૂળ નહીં થતાં થોડી રહી હોય છે તો તે ધીરે ધીરે વધવા લાગે છે. કોઈ દુર્ભાગ્યને યોગે આટલી વાસના રહેલી તે ક્ષય કરવા બુદ્ધિ નહીં દોરાતાં ફરી તેની વૃદ્ધિ કરવા દોરાય છે ને તેને **(સુમન**ને)–**મનરાજ**ને **દંભરૂપ ગૌરીશંકર** મળે છે તે તેને અનેક ફાંદાઓમાં ફસાવી તેનું સુવાસનાઓ રૂપી દ્રવ્ય ખર્ચાવી નાંખે છે ને તેને દુર્વાસનાઓરૂપી દ્રવ્ય ઉપાર્જન કરવા દોરે છે. હમેશાં એતો એવોજ નિયમ છે કે પાપી માણસ પાપમાં ને પાપમાં લુબ્ધ રહેલાં છતાં તેને તૂર્તાતૂર્ત કઇ પણ હાની થતી નથી પણ સદ્‌ગુણી મનુષ્ય સ્હજ પણ જો આડે માર્ગે ચાલે છે તો તેને તત્કાળ શિક્ષા થાય છે; કા-

રણુ ઇશ્વર તેને ખોટે માર્ગે જતો અટકાવવા ચહાય છે. તેવીજ રીતે અહીં **મનરાજ**ને બંદીખાને પડવું પડે છે. ફરી તેને પરિક્ષાને માટે હજારાવધિ વાસના દ્રવ્ય પ્રાપ્ત થાય છે ને તેમાં તે કાંઇક લુબ્ધ થાય છે; પણ સર્વનું શ્રેયકર્ત્તા પરમાત્મન્ તેના પર અનુગ્રહ કરી તેને લેઇ જતી ગાડી (**નર્મદારૂપ**) જ્ઞાનમય થઇ જાય છે ને **મનરાજ**નું સર્વ અજ્ઞાન ધોવાઇ જાય છે ને પછી શ્રી જ્ઞાનસરિતાના તીરે નીકળતાં જ્ઞાનની પ્રસાદિરૂપી વૈરાગ્યનું દર્શન એક મનઃ સ્વપ્ન રૂપે થાય છે ને તે તેના હૃદયમાં અંકિત થઇ રહે છે; વૈરાગ્યરૂપી શ્રીસદ્‌ગુરૂનો સાક્ષાત્કાર થાય છે ને તેમના ઉપદેશથી વિવેક જન્મતાં પરમાત્મ સ્વરૂપમાં વૃત્તિ સ્થિત થાય છે.

આ એક અધ્યાત્મિક રહસ્ય છે. દરેક વાર્તામાં થી આવું એકજ રહસ્ય નીકળે છે એમ નથી પણ અનેક નિકળે છે. એના વિચારથી શુભ વૃત્તિઓ હૃદયમાં સ્ફુરશે ને ઘણોજ આનંદ થશે ને તેજ ક્ષણે અશુભ વાસનાઓનો પરાજય થતો જણાશે; પછી તેને ટકાવવી તેનો આધાર હૃદય બળ પર છે.

આ અધ્યાત્મિક રહસ્યનો લેશ પણ ભાવાર્થ એવો નથી કે દ્રવ્ય ઉપાર્જન ન કરવું, પરંતુ અ-

શુભ વાસના ક્ષય કરવી એવોજ ભાવાર્થ છે. સ્થળ સંકોચને લીધે ને ટુંકમાં સર્વ સમજાવવાની તીવ્ર બુદ્ધિના અભાવે સ્પષ્ટતા થઇ શકી નથી. પ્રિય વાંચક! આજથી ત્રણ વર્ષ પૂર્વે મારી સોળ વર્ષની વયે લખેલું સ્વપ્ન આજ તારી સમક્ષ મુકયું છે તેમાંથી "હંસ ક્ષીર ન્યાય" પ્રમાણે તત્વ ગ્રહણ કરી દોષને માટે ક્ષમા કરશે.

પ્રિય વાંચક! તારો આંટલો સમય રોકયો તેને માટે ક્ષમા કર્યૂ?

હવે, આ સ્વપ્ન કોને અર્પણ કરૂં?

એને માટે કોઇ નાશવંત મનુષ્યને ખોલાવું!

ના. એતો જે શ્રીમન્ સદ્‌ગુરૂ ભકતોને અનેકરૂપે અને અનેક રીતે સન્માર્ગ બતાવે છે ને જે શ્રીની પ્રેરણાથી અને અનુગ્રહથી મને આ સ્વપ્ન આવ્યું ને લખાયું તેમનેજ આ અર્પણ કરૂં છું. જય! જય!

मन्नाथः श्री जगन्नाथो मद्गुरुः श्री जगद्गुरुः
ममात्मा सर्वभूतात्मा तस्मै श्री गुरुवे नमः ॥
॥ ॐ शांतिः शांतिः शांतिः ॥

# સુબોધ ચંદ્રિકા.



## પુસ્તક પહેલું.

"ઉપકારનો યોગ્ય બદલો

કીંમત એક આનો પોસ્ટેજ અડધો



## પુસ્તક બીજું

" દુર્ગાશંકર દીવાન "

ગ્લેઝ કાગળ—કીં. પાંચ આના.

હલકા કાગળ—કીં. ત્રણ આના.

પોસ્ટેજ અડધો આનો.